# પ્રભાનો ભાઈ

લેખક :

**અમૃતલાલ ઓધવજી જોષિ.**

•

•

જગમાં બંધુઓ જ્યાં જ્યાં અંધારા જીવને જ્યહીં
પૂણ્યવંત ભગિના શા ઇન્દુ ત્યાં પ્રગટો સહી.

ચંદ્રવદન મહેતા.

પ્રકાશક :

**"એ ઘડી મોજ" કાર્યાલય,**

૧૨, ૧૪ બેકહાઉસલેન, કોટ, મુંબઈ.

## They Come as the Boon & Blessing to Man
## The Camel, The Roxy and The Regal Pens.

*Select Your*

**Choicest**

**Gift from**

# Camel,
# Regal
# &
# Roxy
# Pens.

**According**

**to your**

**Purses**






*Sole Proprietors:—*

# THE
# Hornby Fountain Pen Depot

**204, Hornby Road, Fort. BOMBAY.**

Telephone **23967**


અભાનો ભાઇ
અર્પણ:
જેમના આશિર્વાદે
મારું જીવન શાંતિ-
મય વીતિ રહ્યું
છે એ સ્વર્ગસ્થ
માતા-પિતાના
અમર આત્માને.
-અમૃતલાલ

# ટૂંકું ટચ

ભાઈ અને બહેનના સ્નેહને મૂર્તિમંત કરતી સાહિત્યકૃતિઓ હંમેશાં ઓછી જ હોય છે. કાવ્ય, નાટક, નવલકથા, વાર્તા–ગમે તે કલાસ્વરૂપના ક્ષેત્રમાં ફરી વળો તો ભાઈ અને બહેનના સ્નેહનું આલેખન ઓછું જ જણાશે. અને આમ હોવાનું સબળ કારણ પણ છે. સંસારમાં બહેનનું જે સ્થાન છે; કુટુમ્બમાં બહેનનું જે સ્થાન છે તેને આપણા જીવનબન્ધનોને લીધે સ્વાભાવિક મર્યાદા સાંપડી છે. બહેન તેના જીવનના અમુક કાળ સુધી જ બહેન રહે છે, પછી તેના જીવનનું નવું ક્ષેત્ર જ ઊઘડે છે અને તે બહેન મટી અથવા તો સાંસારિક સંબન્ધો એને બહેન રાખે છે તે છતાં એ વધૂ બને છે, ગૃહિણી બને છે, માતા બને છે અને આ નવું જીવન એને ઘેરી વળે છે. अर्थो हि कन्या परकीय एव એ વાક્યમાં અને એવાં બીજાં અનેક વાકયોમાં મૂર્તિમંત થતી આપણી સંસ્કૃતિ આપણને બતાવે છે કે બહેનનું સાચું સ્થાન ભાઈ સાથે નથી, પણ વધૂ બની એ જે ઘરમાં પ્રવેશ કરે છે તે ઘરમાં છે.

આમ છતાં યે ભાઈ બહેનના સ્નેહની મીઠાશ સંસારને અજાણી નથી. કદાચ એ સ્નેહનો કાળ ટૂંકો હોવાને લીધે જ જીવનમાં એની મીઠાશ વધારે દીર્ઘ અસર કરે એવી માલૂમ પડી છે. પુરાણ, ઇતિહાસ અને રોજના જીવનમાં પણ ભાઈ અને બહેનના સ્નેહનાં પ્રતીકસમાં અનેક ઉદાહરણો આપણને મળી આવશે.

આવા એક ઉદાહરણને મધ્યબિન્દુ રાખીને કર્તાએ આ કથા લખી છે. બેશક એમાં ભાઈ અને બહેન છે તે એક માનાં જણ્યાં ભાઈ અને બહેન નથી એટલી એમાં વિશેષતા

છે. અને અનેક જન્મોના ઋણાનુબન્ધોને માનતી હિન્દુ જાતિ માટે આવા આકસ્મિક કે પરિચયબાધિત સમ્બન્ધો એ કોઇ નવીન વાત નથી. અને છતાં 'પ્રભાના ભાઇ'ની આ કથામાં પ્રભા એ ભાઇની બહેન છે એ ખરૂં; પરંતુ એના પતિ ધીરજલાલની એ પત્ની છે એ હકીકત સતત વાચકના લક્ષ આગળ રહે છે.

શરદ્‌બાબુની વાર્તાઓ ગુજરાતમાં વંચાતી થઇ તે પછીનું આ સર્જન છે એમ તો પ્રભા અને રજની એ બંને પાત્રો ઉપરથી આપણને સમજાય એવું છે. અને આ પુસ્તકના લેખકે જે રીતે પ્રગતિ સાધી છે એ જોતાં આવું પ્રેરણાસ્થાન એમને માટે ક્ષમ્ય જ નહીં આવશ્યક ગણીએ તો પણ ખોટું નથી. છાપખાનામાં બીબાં ગોઠવતાં ગોઠવતાં સ્થૂલવૃત્તિના મનુષ્યોને સીસાના નિર્જીવ અક્ષરોનો જ પરિચય થાય છે એ જાણીતી વાત છે. એવા સ્થુલવૃત્તિના માનવીઓમાંના એક ભાઇ અમૃતલાલ નથી. એમણે એ સ્થૂલ અક્ષરોની પાછળ રહેલું ચેતન જોયું છે અને પોતાના અંતરમાં રહેલા ચેતનનો એની સાથે સાક્ષાત્કાર સાધ્યો છે પરિણામે એમની કલમમાંથી અનેક નાની મોટી વાર્તાઓ સરી પડી છે.

કલાદૃષ્ટિના સૂક્ષ્મ અભ્યાસીને આ વાર્તામાં અકસ્માતોની લાંબી પરમ્પરા નજરે પડે એમ છે. પ્રભાના મરી ગયેલા ભાઇનું નામ પણ ચંદુ અને નવા આવનાર ભાઇનું નામ પણ ચંદુ; ચંદુની મરી ગયેલી બહેન પણ પ્રભા અને એણે ધારેલી બહેનનું નામ પણ પ્રભા; ધીરજલાલ સકુટુમ્બ આફ્રિકાથી પાછા આવે છે ત્યારે જ 'દાદા'નું અચાનક દર્શન અને તે પછી તેમના પૂર્વ જીવનના સંબન્ધોની સંકલના; ચંદુની નિરંતર અબાધિત ચઢતી; આ અને આવા અનેક પ્રસંગો અકસ્માતો જેવા જણાશે અને એ

બધા માટે પુસ્તકમાંથી કદાચ અકસ્માત્ સિવાય કોઈ પણ કારણ મળશે નહીં. પરંતુ આવી ઝીણી બાબતોનું પણ નિરાકરણ થાય એવી સૂક્ષ્મ કલારચનાની કર્તા પાસે અપેક્ષા રાખવાની જરૂર નથી. પ્રધાનતઃ કર્તા વાર્તાકાર તરીકે આપણી પાસે રજુ થાય છે અને એ વાર્તા આપણને આકર્ષક અને મનોરમ લાગે એ રીતે કહી જવાનો પ્રયાસ કરે છે. આ પ્રયાસમાં એમને જે સફળતા મળી છે એના અધિકારી એમને ગણતાં તો કોઈ વાચક કે વિવેચકને સંકોચ થવાની જરૂર નથી. અને સાક્ષર કે પંડિત થવાનો જરા પણ મોહ નહીં રાખનાર ભાઈ અમૃતલાલને આટલી પ્રાપ્તિથી પણ અસંતોષ નહીં થાય એમ મારું માનવું છે.

જીવનનું વધારે અને વધારે સૂક્ષ્મદર્શન કરી, ઉચ્ચ કલાકૃતિઓનું વિશેષ અને વિશેષ સેવન કરી ભાઈ અમૃતલાલ એમના લેખન વ્યવસાયને વધારે સમૃદ્ધ બનાવે એવી શુભેચ્છા દર્શાવી આ ટૂંકું ટચ લખાણ સમાપ્ત કરું છું.

મુંબાઈ
તા. ૨-૭-૧૯૪૧

**ભાનુશંકર બા. વ્યાસ.**

# 'પ્રભાનો ભાઇ'
# ના લેખક

શ્રી. અમૃતલાલ ઓ. જોષિ 'બે ઘડી મોજ'માં લગભગ દશ વર્ષથી હેડ કંપોઝીટર છે. નિરંતર શ્રમજીવી અને શ્રમજીવીના સાથમાં વસનાર એ ભાઇમાં સાહિત્ય તત્ત્વ કેટલું છે એ તો એમની ટુંકી ટુંકી વાર્તા 'બે ઘડી મોજ'માં અને અન્યત્ર વાંચી હશે એ જ જાણી શકશે.

નિરંતર સાહિત્ય સાથે રમત કરનાર, કળાકાર, વિવેચક, કે ટીકાકારને કદાચ **'પ્રભાનો ભાઇ'** વાંચી એટલો સંતોષ નહીં થાય, જેટલો થવો જોઇએ. પણ મને તો સંતોષ છે કે એક ખૂણે પડેલા સંસ્કારી જીવને હું સાહિત્યમાં ખેંચી લાવ્યો છું.

એમનામાં વિચારો છે, લાગણીઓને સ્પર્શવાની શકિત છે, ને ભાષા સાદી છતાં પ્રભુત્વવાળી છે. આજે નહિં તો કાલે ભાઇ અમૃતલાલ સાહિત્યમાં અવશ્ય અમૃત વરસાવશે.

શ્રી દેદ

# રેન્ટેકસ

રૂકાવટ માટે રેન્ટેકસ અદ્ભુત અને અજોડ છે. તેની બનાવટ શુધ્ધ અને તદ્દન નુકશાનરહિત છે. અફીણ અથવા તો એવા બીજા કોઇ પણ પદાર્થનો ઉપયોગ કરવામાં નથી આવ્યો. ખાત્રીપુર્વક સંપુર્ણ સંતોષ આપે છે. બે ટીકડીઓનો એક જ ડોઝ તમને તેની અપૂર્વતાની ખાત્રી કરી આપશે. કાયમી ફાયદા માટે ચાર અઠવાડીયાનો કોર્સ શરૂ કરો.




**બે ટીકડીના પાકીટની કીં. રૂા. ૦-૪-૦.**

**આજેજ અજમાવો અને ખાત્રી કરો.**




દરેક સ્ટોર્સ ત્યા રેસ્ટોરાંમાં મળે છે. અથવા ચાર આનાના સ્ટેમ્પ્સ મોકલી મંગાવો.

**રેન્ટેકસ કંપની,**
**પો. બો. નં. ૯૯૩**
**મુંબઇ.**

**Rentex Company**
**P.B. No. 993. BOMBAY.**

## મારા તરફથી

મારા તરફથી જે કાંઇ કહેવાનું હતું તે તો મેં મારી વાર્તામાં જ કહી નાખ્યું છે. અલબત્ત, જેવું આવડયું તેવું કહ્યું છે. એટલે હવે અહીં વિશેષ કહેવાપણું રહેતું નથી. માત્ર એ વિષે વાચકો શું કહે છે એ જાણવાની જ ઇચ્છા છે, પરન્તુ એ પુસ્તકાલેખન જેમના માર્ગદર્શન, પ્રોત્સાહન, અને સહકારને આભારી છે એ શુભેચ્છક ત્રિપુટીનો આભાર પ્રદર્શિત કર્યા વગર ચાલે તેમ નથી.

સૌથી પ્રથમ તો મારે આભાર માનવો રહયો સ્વ. મહમદઅલી "આઝીજ" નો. એમણે જ મને 'કંપોઝીટર'-માંથી લેખક બનાવ્યો છે એમ કહું તો ખોટું નથી.

વર્ષો પહેલાં એક બપોરે જમવાની રજામાં હું મારી કલ્પનાઓને કાગળ પર ટપકાવી રહયો હતો એ વખતે સ્વ. મહમદઅલી "આઝીજ" ત્યાંથી નીકળ્યા. તેમણે મારા હાથ-માંથી કાગળ લઇને વાંચ્યો. થોડી વાર તેઓ મારી સામે જોઇ રહયા અને પછી મારી પીઠ થાબડી હસીને બોલ્યાઃ "તમે એકલા 'કંપોઝીટર' નથી લેખક પણ છો. એ વાતની આજે ખબર પડી! ચાલો આજ સાંજ સુધીમાં આ વાર્તા પૂરી કરી આપો, આવતા અંકમાં જ એ લઇ લઇશું." કહીને તેઓ જતા રહયા. પરંતુ એમના એટલા શબ્દોએ મારામાં જે ઉત્સાહ પૂર્યો છે તે આજે પણ મને આગળ ધપાવી રહયો છે.

ત્યાર પછી એક દિવસ મારી એક વાર્તા 'બે ઘડી મોજ'ના સહતંત્રી શ્રી. શ્યામજીભાઇ તેલવાળાના હાથમાં આવી. એમને એ ખુબ જ પસંદ પડી અને ત્યારથી તેઓ મને અવારનવાર વાર્તા લખવા માટે ઉત્સાહીત કરતા

રહ્યા. એમના આગ્રહથી મેં "બે ઘડી મોજ"ના દીપોત્સવી અંકમાં 'ભાભીનો ભાગ' એ નામની વાર્તા લખી. એ વાર્તા પણ તેમને એટલી ગમી ગઈ કે તેમણે મને એક સળંગ કથા લખવા સૂચના કરી. અને એ વાત શ્રી. શવદાભાઈને કાને આવતાં તેમણે જે સહાનુભૂતિ પ્રગટ કરી તેનું પરિણામ જ આ પુસ્તક. હું એ શુભેચ્છક ત્રિપુટીનો આ તકે હાર્દિક આભાર માનવાની તક કેમ જતી કરી શકું ?

શ્રી. શવદાભાઈ મારા એક સાચા શુભેચ્છક છે, આજે બાર-બાર વરસથી હું એમના સ્નેહ, સલાહ અને સહકારથી લખતો આવ્યો છું. અને મારી આ વાર્તાને પુસ્તક રૂપે પ્રગટ કરી એમણે મારા તરફ જે લાગણી બતાવી છે એ માટે તો ખરેખર હું એમનો રૂણી છું.

મેં પુસ્તક લખવાનું શરૂ કર્યું ને સાથે જ આંખોએ દુઃખવાનું શરૂ કર્યું ! પુસ્તક લખવાનું તો મેં જેમતેમ ચાલુ રાખ્યું, પરંતુ એનાં "પ્રુફ્સ" વાંચવાનો ભાર મારા મિત્ર અને સહકાર્યકર શ્રી. હરિભાઈ એો. ત્રિવેદીને માથે આવી પડયો. કામનું દબાણ હોવા છતાં ય એમણે જે કાળજીભરી મદદ કરી છે તે બદલ એમનો પણ આભારી છું.

સળંગ વાર્તા લખવાનો આ મારો પ્રથમ જ પ્રયાસ; અને સાથે આંખોનો દુઃખાવો; આથી વાર્તામાં કદાચ વધુ ત્રુટીઓ રહી ગઈ હશે. પરંતુ વાચકો પાસેથી એટલી ક્ષમાની આશા ન રાખું ?

ઘાટકોપર
૩૧-૬-૪૧

અમૃતલાલ એો. જોષિ

"આં ભળે છે? જરા જો તો આ કોણુ મગજ પકાવે છે? અર્ધા કલાકથી 'ઓય માડી' ને 'ઓય બાપલીયા' કહી કહીને સુવા જ દેતો નથી."

પ્રભા આંખો ચોળી ને બેઠી થઇ, પથારીમાં બેઠાં બેઠાં જ તેણે કાન માંડીને સાંભળ્યુ ને બોલી :

"કોઇના આર્તનાદ સાંભળી, તમને દયા આવવાને બદલે આમ ક્રોધ કેમ ચડે છે? એ શું કાંઈ રમત કરે છે?" પ્રભાએ ઉભા થઇ બત્તી જરા સતેજ કરી, હાથમાં લીધી ને કહ્યું, "હું જરા નીચે જઇ તપાસ કરી ને તમારી નિદ્રાનો બંદોબસ્ત કરૂં છું."

તેણે ઘડીયાળ સામે જોયું તો બે વાગ્યા હતા. તે નીચે ઉતરી. અંધારી રાતની નિરવતામાં પેલો

આર્તનાદ પણ તેને ભયપ્રદ લાગ્યો. બારી ખોલી તેણે ઘરમાંથી જ પૂછ્યું : "કોણ છે એ ?"

"બ્હેન !....ઓય મા અરરર !....બ્હેન,....શું કહું ? ઓહોહો !....પગ તૂટી પડે છે બ્હેન ?....સજ્જન છું વેપારીનો....ઓહ !.......દીકરો છું પણ ગરીબ છું. આહાહાહાહા ! પ્રભુ આવું દુ:ખ કોઈનેય ન આપે. બ્હેન ! તમને અડચણ થતી હોય તો ચાલ્યો જાઉં ! તમારે ઓટલે સુવા આવ્યો હતો પણ 'આ દુ:ખમાં ઉંઘ કેમ આવે ? આટલું મોટું જગત ચલાવનાર ઇશ્વર એટલું તો સમજે કે—ઓહ '—કે દુ:ખીયાઓને ઉંઘ લેવા દેવાથી તેમનું દુ:ખ હલકું થઈ જશે !"

પ્રભાએ બારીમાં બત્તી રાખીને જોયું તો ઓટલા પર ચીંથરેહાલ પડેલા એ યુવાનના મ્હોં પર પરવશતા તરવરતી હતી. તેની આંખોમાં તેણે શું જોયું એ તો તે જ જાણે, પરંતુ તે બોલી : "તારૂં કોઈ સગું વહાલું નથી અહીં ?" બોલતાં બોલતાં પ્રભા બારણું ઉઘાડી બહાર આવી.

"હવે તો કોઇ નથી બ્હેન !" યુવાન પોતાના બંને હાથથી પગ પકડી આર્તનાદ કરવા લાગ્યો. "ઓહ, પ્રભુ ! મા !"

"કેમ હવે કોઇ નથી ?"

"નાનપણમાં માબાપ મરી ચૂક્યાં. એક મોટીબ્હેન હતી, તેણે ઉછેર્યો....અહાહાહાહા ! અરે ભગવાન....

એનું હેત ! ! મા પણ કદાચ એટલું હેત ન કરત, એના પ્રેમનો બદલો વાળું ત્યાર પહેલાં એ પણ મરી ગઇ ! એને બદલાની જરૂરેય ક્યાં હતી ?....ઓ, પ્રભુ ! બ્હેનના હેતમાં બદલાને સ્થાન ક્યાં છે ?....હે ભગવાન !" અને તે જોરથી રડી પડ્યો. પગના દુઃખ કરતાં ય તેને કદાચ બ્હેનની યાદ વધુ અસહ્ય બની હતી.

"ત્યારે હવે અહીં તારૂં કોઈ નથી ભાઈ ?"

"અહીં શું, જગતભરમાં અત્યારે તો તમારા સિવાય મારૂં કોઇ નથી બ્હેન"

પ્રભાએ આંખમાં બાઝેલાં દયાનાં પાણી સાફ કરતાં કહ્યું : "ભલે ભાઇ ! તેં માન્યું છે તો હું જ છું." એટલું કહી તે થોડી પળ દાદર સામે જોઇ રહી બોલી: "ચાલ ઉપર, આમ પડ્યા રહીને તબીયતને વધુ શા માટે બગાડવી જોઇએ ?"

ચંદુએ દુઃખતા પગને બે હાથે માંડ માંડ ઝાલી બેઠા થઈ પ્રભાની ચરણરજ લેતાં કહ્યું : "મને લાગે છે કે આજે ઇશ્વરે મારી દયા ખાઇ બ્હેનને પાછી મોકલી છે."

"અને ભાઇને પણ." પ્રભા ચંદુનો હાથ ઝાલી ટેકો આપી ઊભો કરતાં બોલી. અને ભાઈ બ્હેન ધીમે-ધીમે અંદર આવી દાદર ચડવા લાગ્યાં.

દાદર ચઢવાનો અવાજ સાંભળી સુતાં સુતાં જ ધીરજલાલે પૂછ્યું : "કોણ હતું એ ?"

"મારો ભાઈ !"

ઉપર આવી દાદર પાસે જ ચંદુને બેસવાની ઈશારત કરતાં પ્રભાએ કહ્યું : "અહીં જ બેસ ભાઈ."

એ સાંભળીને ધીરજલાલ સફાળા બેઠા થઈ ચંદુ સામે જોઈ રહ્યા. થોડી પળ એમ જ જોઈ રહી હાથનો લહેકો કરી બોલ્યા : "વાહ, ભાઈ તો સરસ ખોળી લાવીને શું ! જાણે ચીંથરે વીંટ્યું રતન ! ઉછેરીને તારે જ મોટો કરવો પડશે એમ લાગે છે!"

"હા. મા નથી, એટલે બીજું કોઈ જ સાચી રીતે એ કામ નહિ કરી શકે. જાણો છો ? નિઃસ્વાર્થ ને નિર્મળ પ્રેમ કરવામાં મા પછી બીજું સ્થાન બ્હેનનું છે !"

"એ તો આજે જાણ્યું. પરંતુ આ પહેલાં અનુભવથી જે જાણી શક્યો છું તે કહી દઉં ? અંધારી રાતે બે વાગે ભેટી ગયેલા ભાઈથી ચેતીને ચાલજે !" બોલતાં બોલતાં ધીરજલાલનું મ્હોં મરક્યું.

ચંદુ આ અપમાનથી કાળો શાહી જેવો થઈ ગયો. તેણે એક દીર્ઘ નિશ્વાસ મૂકી કહ્યું : "ગમે તેવા સખ્ત આઘાતોથી પણ ગરીબ માણસોનું 'હાર્ટફેઈલ' થતું નથી ભાઈ ! નહિ તો......."

ચંદુના વાક્યને અધુરૂં જ મૂકાવી ધીરજલાલ મ્હોં મલકાવી બોલ્યા : "પણ એ સિવાય એમને માટે બીજા માર્ગો ક્યાં ઓછા છે?"

ચંદુએ આ સખત ફટકો સહન કરીને પણ કંઈક બોલવાની ઇચ્છા કરી; ને મ્હોં ખોલ્યું, પરંતુ એટલામાં પ્રભા એક હાથમાં પાણીનો મોટો લોટો અને બીજા હાથમાં એક ખાલી થાળી તથા કપડાંનો ડૂચો લઇ આવી પહોંચી ને ધીરજલાલ સામે જોઈ બોલી : "તમે આ શું માંડ્યું છે? કોઇની ભલાઈની આડે આવવું એનાથી મોટું પાપ દુનિયામાં કોઈ નથી. અને ભાઇ તો મારો છે. તમારે શા માટે ચીંતા કરવી પડે છે?" પછી તે એકાએક કંઠને કરૂણ બનાવી સજળ આંખે બોલી : "જાણો છો? આજ ઘરમાં, આવી એક અંધારી રાતે દસ વર્ષ પહેલાં મેં એક ભાઇ ખોયો છે. જાણે એ જ આજે આટલો મોટો થઇને પાછો આવ્યો છે!..........."

ચંદુ એટલે જ કરૂણ કંઠે વચમાં બોલ્યો : "ખાત્રી રાખજો બ્હેન, એ જ છું."

ધીરજલાલ આ સાંભળીને ખડખડાટ હસી પડ્યા. પણ તરત જ જેમ રેડીઓમાં ચાલતા હાસ્યને બટન દબાવી કોઇ બંધ કરી દે તેમ પ્રભાની સામે જોતાં જ તેમનું હાસ્ય કપાઈ ગયું. તેઓ જરા ભારે સ્વરે બોલ્યા :

"વારૂ, આ ગૃહસ્થી જીવનમાં તારા અધિકારો છીનવી લઇને તને દુઃખી કરવાથી મને શું મળે તેમ છે ? તમને ભાઈ–બ્હેનને ઠીક પડે તેમ કરો. હવે આમાં મારૂં કંઇ કામ છે ? કે સૂઇ જાઉં ? "

"સૂઇ જાવ." પ્રભાએ કહ્યું.

ધીરજલાલે જોયું કે ખોયેલા ભાઇની યાદનાં ખારાં પાણી હજી પણ પ્રભાની આંખમાં ચમકતાં હતાં. તે એક દીર્ઘ નિશ્વાસ મૂકીને સૂઈ ગયા.

પ્રભા ધીરે ધીરે ચંદુનો પગ ધોવા લા''.

## ૨

"પુરૂષના નસિબ આડે પાંદડું છે." "અને છે રંક નૃપતિ ને ભૂપાલો રંક થાયે છે." આવી જાતના અનેક દાખલા, દૃષ્ટાંતો ને કાવ્યો લોકોએ આશ્વાસન મેળવવા માટે સાંચવી રાખ્યાં છે. પરંતુ હંમેશાં એમ જ બનતું જોવામાં આવતું નથી. છતાં ય ચંદુની વાતમાં તો ખરેખર એમ જ બન્યું છે.

ચંદુને ધીમે ધીમે આરામ થતો ગયો. ધીરજલાલ પણ ચંદુના સ્વભાવથી પરિચિત થતાં તેના તરફ મમતા બતાવવા લાગ્યા. ચંદુએ આરામ થયા પછી ચેવડાની ફેરી શરૂ કરી અને તેમાં તે સાધારણ કમાણી પણ કરવા લાગ્યો. આ પહેલાં તેણે લાંબો વખત સુધી

હલવાઈને ત્યાં નોકરી કરેલી હોવાથી મીઠાઈ અને ફર-સાણ બનાવવામાં તે સારી રીતે પાવરધો થઈ ચુકયો હતો. એક દિવસ ગરમાગરમ ચેવડો ચાવતાં ચાવતાં ધીરજલાલે પ્રભાને કહ્યું :

"ખરેખર તારો ભાઈ ચેવડો બહુ સરસ બનાવે છે. એને એકાદ નાનકડી દુકાન કરાવી આપીએ તો મને લાગે છે કે કંઈ વાંધો આવવા દે એમ નથી !"

"જરા ય વાંધો ન આવે !" પ્રભા પુલકીત વદને બોલી : "અમને ભાઈ–બ્હેનને તો ઘણા દિવસથી એ ઈચ્છા છે, પણ તમને કદાચ વધુ પડતું લાગશે એમ ધારીને હું કહેતી ન્હોતી." પ્રભાએ ચેવડાને ખુમચામાં ઠાલવી, એક રકાબી ભરી ધીરજલાલ સામે મૂકી કહ્યું.

અને એ દિવસની વાતચીતના પરીણામે એક દિવસ એ નાની સરખી દુકાનની શરૂઆત પણ થઈ ગઈ.

બ્હેન બનેવીના સ્નેહ સહકાર ને સલાહથી માત્ર ત્રણ જ વરસના ગાળામાં પોતાની આવડતનો ઉપયોગ કરી ચંદુ આજે અમદાવાદનો પ્રખ્યાત મિઠાઈવાળો "ચંદુ હલવાઈ" બની બેઠો છે. અને ત્રણ વરસ પહેલાં એક અંધારી રાત્રે ચંદુને આપણે જે મકાનના ઓટલા પર આર્તનાદ કરતો કંગાળ હાલતમાં પડેલો જોયો હતો. એજ મકાનના બીજા માળપર દિવાન-

ખાનામાં તે આજે આરામ ખુરસીપર પડયાં પડ્યાં સીગારેટ ફૂંકી રહ્યો છે. સામેજ પલંગપર આડે પડખે પડી ને ધીરજલાલ અરધો ડઝન બત્તીના પ્રકાશમાં ચશ્મા ચડાવી, આંખોથી આઠ આંગળ છેટું રાખી કોઈ પુસ્તક વાંચી રહ્યા છે.

અંદર આવતાં જ પ્રભાએ પંખાનું બટન દબાવી કહ્યું : "તમને કોઈને ગરમી નથી થતી?"

"કોને કહો છો? ધીરજલાલને?" ચંદુ ખુરસીમાં બેઠો થઈ હસતાં હસતાં બોલ્યો.

"તમને બંનેને!"

"મને શું છે? હું તો ભઠીયારો છું. મારો તો ધંધો જ એવો છે કે ગરમીની ફરીયાદ કરી શકું નહિ. આ માસ્તર સાહેબ રેલ્વે ઓફિસર છે, તેમને કદાચ ગરમી થતી હશે!" ચંદુએ હસ્તાં હસ્તાં ધીરજલાલ સામે આંગળી ચીંધી કહ્યું.

"તારા જેવું ભઠીયારૂં પ્રભુ સૌને આપે ભાઈ!"

પ્રભા દિવાનખાનાની વચમાં પડેલા ટેબલ પાસેની ખુરસી પર બેસતાં બોલી ને પછી તેણે મોટેથી બૂમ મારી. "રાઘવ?"

થોડી વારમાં રાઘવ આવીને દરવાજાની વચ્ચે ઉભો રહી બોલ્યો : "જી."

"મહારાજને કહી બે ગ્લાસ 'દુધ કોલ્ડ્રીંક' બનાવી લાવ."

"તારા ભાઈને માટે ન મંગાવ્યું ?" એકાએક પોતાના અખંડ વાંચનનો ભંગ કરી ને ધીરજલાલ પુસ્તક બંધ કરી ચશ્મા ઉતારતાં બોલ્યા.

"અમારા ભાઈ–બ્હેનના માટે જ તો મંગાવ્યું છે તમારી હાજરીની ખબરે ય કો'ને હતી ?" પ્રભાના આ યોગ્ય ઉત્તરથી બધાં હસી પડયાં. એટલામાં રાઘવ ત્રણ ગ્લાસ 'દુધ કોલ્ડ્રીંક' લઈ ને અંદર આવ્યો.

"ત્રણ કોણે કહ્યા હતા ?" હાસ્યભર્યા મુખ ઉપર કૃત્રિમ ક્રોધ લાવવાનો પ્રયત્ન કરતાં પ્રભાએ રાઘવને પૂછ્યું.

"મને ખબર નથી, મા'રાજે બનાવી રાખ્યા હતા એટલે લઈ આવ્યો."

પ્રભા કંઈ બોલવા જતી હતી. પરંતુ ધીરજલાલ તેને અટકાવીને કહેવા લાગ્યા: "મહારાજ બીચારો જાણે છે કે જો તે પોતે જ ધ્યાન નહિ રાખે તો આ ગરીબ બિચારો ધીરૂ રખડી જશે." કહી ને ધીરજલાલે પોતાનો નિર્દેશ કરવા દાઢી પર હાથ ફેરવ્યો. ને ખડખડાટ હસ્યા. પ્રભા ને ચંદુ પણ હસી પડયાં. ગરીબ બિચારો રાઘવ, આ કોની મશ્કરી થાય છે એ સમજી શકયો નહિ. ચુપચુપ તે ત્રણે ગ્લાસ ટેબલ પર મૂકી ચાલ્યા ગયા.

દૂધ પીતાં પીતાં પ્રભા જરા સંરખી બેસી, ગંભીર થઈ, ચંદુને ઉદ્દેશી બોલી : "ચંદુ, તું હવે કંઇ નાનો નથી !"

ચંદુએ એટલી જ ઠાવકાઈથી હોઠ ફફડાવી આંગળીના વેઢા ગણી ઉત્તર આપ્યો: "ખરી વાત છે. જો મીંડુ ન ગણીએ તો ત્રણ જ વરસ રહે."

ધીરજલાલે તેને ટેકો આપતાં કહ્યું : "ખરી વાત છે, તદ્દન ખરી વાત કહી ચંદુલાલ ! મીંડાની કિંમત પણ શું છે ? મીંડુ એટલે મીડું !"

પ્રભા આ આડી વાતોથી ગુસ્સે થઈ ધીરજલાલ તરફ જોઇ બોલી : "તમે દરેક વાતને મશ્કરીમાં ન કાઢી નાખો. મારી પૂરેપૂરી વાત પણ નહિ સાંભળો !"

"સાંભળવાની ના નથી, પણ તમે જ મને નાનું છોકરૂં સમજી બેઠાં છો !"

"હું તો ઉલ્ટી એમ કહું છું કે તું નાનો નથી !" ચંદુને ખોટો પાડતાં પ્રભાએ હસીને કહ્યું.

"જો નાનો નથી તો, 'રોજ ઓઢીને સુજે, બારી બંધ કરજે, ખાતો કેમ નથી ? જોઈને જજે, બહુ રખડવા જતો નહિ', એવી શિખામણો શા માટે આપ્યા કરો છો ? અને એકાદ વખત મોડું થઇ જાય તો આખી શેરી સાંભળે તેમ મોટેથી દેવદેવીઓને લાંચ રૂશ્વતના વાયદા કરો છો ! માણસો દોડાવો છો ! શું આ બધું ત્રીસ વરસના

આદમી માટે હોઇ શકે ? ” એકધારૂં આટલું બોલી ને ચંદુ ઉત્તર માટે બ્હેન સામે જોઇ રહ્યો.

પ્રભા એક કૃત્રિમ નિ:શ્વાસ નાખી ધીરેથી બોલી : “આ છોકરો મારી એકે ય ઇચ્છા નિર્વિઘ્ને પૂરી થવા નહિ દે.”

બ્હેનને નિરાશ થયેલી જોઇને ચંદુ એકદમ ઠાવકો થઇ પાકીટમાંથી સીગારેટ કાઢતાં બોલ્યો : “નહિ બ્હેન, તમારી અભિલાષાઓમાં અંતરાય નાખવાની હિંમત ઇશ્વર પણ મને આપી શકે એમ નથી.”

“ખરી વાત તો એ છે કે તમારી આશા–અભી લાષાઓ સાથે ઇશ્વરને કશું જ લાગતું વળગતું નથી. આવી ગરમીમાં તે ક્ષીરસાગરને તળીએથી બ્હાર જ નીકળે નહિ.” અત્યાર સુધી ધીરજલાલ ગ્લાસમાંથી બરફનો ટુકડો લઇને માથા પર ફેરવતા આંખો મીંચીને બેસી રહયા હતા તે અકારણ વચમાં ટપકી પડતાં બોલ્યા ને પછી હા–હા–હા– કરીને હસી પડયા પરંતુ આ બ્હેન–ભાઇમાંથી કોઇએ એ હાસ્યમાં સાથ પૂરાવ્યો નહિ.

પ્રભા ચંદુ સામે જોઇ ધીરેથી બોલી : “હું તારાં લગ્ન માટે કહેતી હતી ભાઇ.”

એ વાત તદ્દન ખરી છે !” ધીરજલાલે ટેકો આપ્યો.

“કઈ વાત ?” ચંદુએ સીગારેટ સળગાવતાં ધીરજલાલ સામે જોઈ પૂછયું.

"તમારે હવે લગ્ન માટે કંઇ તજવી જ કરવી જોઇએ, એ વાત."

"તમે બંને વડીલ બેઠાં છો. પછી મારે શા માટે એ ચીંતા કરવી જોઇએ ? અને મારાથી એ વિષે એક શબ્દ બોલાય પણ કેમ ? હું મી. ૧૮૫૮ છું." ચંદુએ હસીને કહ્યું.

"એ તારી બધી વાત સાચી હશે. પરંતુ તારી જ્ઞાતિ જુદી હોવાથી જ મારે તને આટલી પ્રાર્થના કરવી પડે છે ભાઇ ! નહિ તો હું શું કરી શકું છું. તે હું જ જાણું છું." પ્રભા પાન પર ચુનો ચોપડતાં નીચું જોઇ-ને જ બોલી.

"તું શું જાણે છે ? ગમે તેવી એકાદ કાણી કુબડી કુમારિકા શોધી લાવીને ચંદુના ચરણમાં બેસાડી દે. અને ચંદુ તેને ગુપચુપ પોતાના હૃદયમંદિરને સિંહાસને પધ-રાવી દઈ પૂજન કરવા માંડે એમજને ?" ધીરજલાલ ફરી વચમાં બોલી પડી ને ખડખડાટ હસવા લાગ્યા.

"અલબત !" ધીરજલાલના નવા પ્રશ્નનો ઉત્તર આપી, ચંદુ મ્હોંમાંથી નીકળેલા ધુમાડાના ગોટા સામે જોઇ રહયો.

"હસવાની વાત જવા દો. ચંદુ ! એ તો બેફી-કરા માણસ છે. હરવખતે હસવા સિવાય તેમને કંઇ સૂજતું જ નથી. આવા કવખતના તમારા વિનોદથી મને

શું શું થાય છે એ હું તમને કેવી રીતે સમજાવું ?" પ્રભા નિરૂત્સાહ થઈને દીન વદને બોલી.

"એમ તમે પળવારમાં હતાશ કેમ થઈ જાવ છો બ્હેન ? મેં તમારી વાત બીલકુલ લક્ષપૂર્વક સાંભળી છે, પણ હું આ બાબતમાં શું કરી શકું એમ છું ?" ચંદુએ પોતાની અશક્તિ રજુ કરી.

"ખરેખર તારૂં કોઈ સગું નથી ચંદુ ?"

"મારૂં ? ચંદુ સામો પ્રશ્ન કરીને થોડી પળ થોભી બોલ્યો : "તમે જ એકલાં છો. બીજું તો કોઇ નથી."

સારૂં હું પણ ન રહું તો પછી તને સતાવનારૂં કોઇ જ નહિ રહે." પ્રભા ગળગળે સાદે બોલી નીચું જોઇને વિના કારણ સોપારી છોલવા લાગી.

બ્હેન ખરેખર ગંભીર બનીને આજે આ વાત લાવ્યાં છે; એ ચંદુ સમજી ગયો. અને અત્યાર સુધીના વિનોદ માટે શરમાતાં/નરમ થઈ બોલ્યો: "શા માટે આવી નજીવી બાબતોને આટલું બધું મહત્વ આપીને દુઃખી થાવ છો બ્હેન ! જો ખરૂં પૂછાવો તો હું એવા સગા સંબંધીઓના ઝગડામાં પડવા જ રાજી નથી. મને તો આ જીવનમાં કશી જ ઊણપ લાગતી નથી. કેટલું આનંદભર્યું જીવન છે આ ? એવા આશિર્વાદ આપો કે ચંદુનું આ જીવન ચિરંજીવ બને."

"બ્હેનના અંતરમાં ભાઈ માટે કેવા કેવા આશિર્વાદો ભર્યા હોય છે એ તું શું જાણે ચંદુ! પણ તું મને જેવો સંતોષ આપીશ તેવા આશિર્વાદો આપોઆપ અંતર આપી દેશે." પ્રભાના હૃદયમાં ઉત્પન્ન થયેલો કચવાટ અવાજમાં સ્પષ્ટ થતો જતો હતો.

"અરે ભાઇ ચંદુ! જરા સુકાન ફેરવજો, નહિ તો વહાણ ખરાબે ચઢી જશે." ભાઈ-બ્હેનના આ વાર્તાલાપથી કંટાળ્યા હોય તેમ ધીરજલાલ આળસ મરડીને ખુરશીમાં ઉભા થઇ બોલ્યા. ને પછી પલંગ પર ચડી ચોપડી હાથમાં લઈ નીચું જોઇને પાનાં ફેરવવા લાગ્યા.

ધીરજલાલના બોલવા તરફ પ્રભાએ લક્ષ આપ્યું નહિ. પરંતુ ચંદુ એ સાંભળીને ઠાવકો થઈ બ્હેન તરફ જોઇ બોલ્યો: "જો તમને મારી આ નિષ્કાળજીથી ખરેખર જ દુઃખ થતું હોય; તો જુઓ, મારા દુરદુરના પાંચ-સાત સગાંઓ છે જેની સાથે મને સારો એવો પરીચય પણ છે."

"તો તું તેને કાગળ લખ."

"વિના કારણે?"

"કેમ વિના કારણે! કારણ છે ને!"

"શું કારણ બતાવું?—હું હવે તમારો સંબંધી થવાને બરાબર લાયક બની ગયો છું એમ?"

"હા. એમ!" પ્રભા જરા હસીને બોલી: "તું એ બધાયને એમ લખ કે, 'ઘણા વખતથી દેશમાં

આવવાની ઇચ્છા થાય છે, પણ સમયના અભાવે આવી શકાતું નથી. મહિના દિવસ પછી આવવા વિચાર છે. વળી બીજું પણ એક કામ છે. તમારા જેવા એક બે શુભેચ્છકોના પત્રો છે અને તેમાં તેઓ મને લગ્ન માટે દબાણ કરે છે. પરંતુ આપની સલાહ વગર આવી વ્યવહારીક બાબતોમાં પડવું મને ડહાપણભર્યું લાગતું નથી' વગેરે. અને સાથે તારી આ દુકાન તથા ધંધાની હકીકત પણ લખી નાખવી. એ તો ભૂલીશ જ નહિ."

"બધાને એક જ રીતે લખવું ?"

"હા, બધાને."

"સારૂં આજે જ લખી નાખીશ. બસ !"

"બસ મારો ભાઈ." કહી પ્રભા સંતોષ વ્યક્ત કરીને ત્યાંથી ઉઠી અંદર ચાલી ગઇ.

તે જ રાત્રે બ્હેનના કહેવા મુજબ ચંદુએ કાગળો લખી નાખ્યા અને બ્હેનને અભિલાષાઓ પૂર્ણ કરવાનો એક માર્ગ મોકળો કરી આપ્યો.



૩

સામાન્ય રીતે બનતું આવ્યું છે એમ ચંદુની સારી સ્થીતિ થયા પછી જે લોકો ચંદુ તરફ પોતાને અત્યંત લાગણી છે એમ બતાવવાનો મોકો જ શોધતાં હતાં તે લોકોએ ચંદુના પત્રનો લાભ લેવામાં વિલંબ કર્યો નહિ. અને એક પખવાડીયામાં તો અકેક બબ્બે દિવસને આંતરે ચાર–પાંચ અંગત સ્નેહીઓ અમદાવાદ જ આવી પહોંચ્યા. એમાં કોઇ પાંચમી પેઢીએ કાકા, તો કોઇ બીજી જ પેઢીએ મામાનો દીકરો, તો કોઇ માસીની દીકરીનો વર. એમ સાવ નજીકના જ સગાઓ હતાં તે સૌ પોતાની અનિવાર્ય ફરજ બજાવવા હાજર થઈ ગયા હતા.

આમ તો એ બધા જુદી જુદી રીતે જ વાતો કરતા પણ તેમની વાતોનો સારાંશ લગભગ આ નિકળતો : 'ચંદુ તરફ એને બચપણથી જ લાગણી હતી. અને ઘણા વખતથી એમણે આ વાત વિચારી રાખી હતી. વળી ખૂબ કોશીશ કરીને એ છોકરીનું બીજે થતું સગપણ માત્ર ચંદુને માટે જ અટકાવતા આવ્યા છે. જો ચંદુનો કાગળ ન આવ્યો હોત તો થોડાક જ દિવસમાં એ સગપણ બીજે કરી નાખવાનું નક્કી હતું. એટલા માટે જ આટલી ઉતાવળે તેઓ અહીં આવ્યા હતા. અને પોતે પસંદ કરેલી કન્યાનો આખી જ્ઞાતિમાં જોટો, ન્હોતો.

ચંદુએ આ બધાં સગાંઓને પોતાને માટે એ અજોડ રૂપસુંદરી શોધી કાઢવાની મહેનત ને લાગણી માટે ઉપકાર માની, એક યા બીજે બહાને વિદાય કર્યા. ને છેવટે એક દિવસ ધીરજલાલની સંમતિથી ભાઇ–બ્હેને ચંદુના મસીયાઇ ભાઇ હરીલાલ સાથે માયાપુરવાળી કન્યા જોવા માટે નક્કી કર્યું.

પ્રભાએ કન્યાને જોઈ, ચંદુએ તો પહેલેથી જ બધો ભાર બ્હેન માથે મૂકી દીધો હોવાથી "હા, હો." સિવાય વધુ બોલતો નહિ.

કન્યા પ્રભાને ઠીક લાગી. જોકે હરિલાલે રસ્તામાં કન્યાનાં રૂપ, ગુણ માટે કરેલી બધી વાતો અતિશયોક્તિ

વગરની તો ન્હોતી જ. પણ સોળ વર્ષની વય, ઉજળો વાન, નમણું મ્હોં, ભરાવદાર શરીર, વિવેકભરી ભાષા અને લખી વાંચી જાણે એટલું અક્ષરજ્ઞાન પ્રભાની પસંદગી માટે ઓછું તો ન્હોતું જ. આથી તેણે પાંચ વડિલોની હાજરીમાં, જ્ઞાતિના રિવાજ મુજબ, એ પૈસા ખર્ચીને ચંદુનું સગપણ કરી લીધું.

કન્યાના પિતા તો જીવંત ન્હોતા, તેનો મોટોભાઈ બાવીસેક વર્ષનો હતો, તે પોતાના બાપની પરચુરણ નાનકડી દુકાન ચલાવતો અને બીજો દસેક વરસનો નાનો ભાઇ અભ્યાસ કરતો હતો. ચંદુના સાસુ સંતોકબા આ બધા વ્યવહાર ઉપર પોતાની કુશળ દેખરેખ રાખી પ્રભુભજન કરતાં.

બીજે દિવસે સવારે જ બ્હેન-ભાઇએ સંતોકબા પાસેથી વિદાય લીધી. વિદાય લેતી વખતે પ્રભાએ સંતોષ પ્રદર્શિત કરતાં વિવેક કર્યો. "બહુ આનંદ થયો બ્હેન, રજનીને જોઇને તો મારી આંખો ઠરી છે! જાણે હેમના દાગીનામાં હીરો જડ્યો. ભગવાન એની જોડી અખંડ રાખે."

"તમારો આશિર્વાદ ફળે મા." સંતોકબા હાથ જોડી બોલ્યાં: "બ્રાહ્મણની દીકરીના આશિર્વાદ ખાલી ન જાય. અને મારી રજની આવશે એટલે તમારે ચંદુલાલની કોઇ જાતની ઉપાધી જ નહિ રહે."

પ્રભાનું ધ્યાન સંતોકબાની વાતમાં ન્હોતું. બારણાની આડમાં છૂપાઇને ઉભેલી રજની તરફ એ ઉમંગભરી

નજરે જોઈ રહી હતી તેથી સંતોકબાએ "કોઈ જાતની ઉપાધી જ નહિ રહે" એમ બોલતી વખતે જોડેલા હાથની બન્ને હથેળીઓ ઘસીને જે ઇશારો કર્યો તે જોઈ શકી નહિ પરંતુ પાસે ઉભેલી પાડોશણોનાં મ્હોં મરકી ઉઠયાં. પ્રભા એ હાસ્યમાં હાસ્ય મેળવી બોલી. "બિચારી છોકરૂં છે ને હજી !"

"પણ બહુ ડાહી છે હો." એક પાડોશણે ટહુકો કર્યો.

"ડાહી ન હોય ? દિકરી કોની છે ? આ ઘરનો બધો ય વહેવાર એના હાથમાં છે, પણ કોઈને એક સુખન બોલવા જેટલો ય વખત નથી આવવા દીધો." સંતોકબાએ પૂરવણી કરતાં કહ્યું: "હું શું કહું ? તમે જ જોજો કે તમારા ભાઈનું ઘર કેવું સંભાળી લે છે ! તમારે કોઈ ચિંતા જ નહિ રહે." સંતોકબા મામીક હાસ્ય કરીને નીચું જોઈ ગયાં.

પ્રભાએ ધીમે અવાજે એક નિશ્વાસ મૂકીને ઉત્તર આપ્યો. "મારે એટલું જ જોઈએ છે બ્હેન !" પછી તે ચંદુ તરફ ફરી બોલી : "ગાડી આવી ભાઈ !"

"બધું જ તૈયાર છે. જો તમારી પારાયણ પૂરી થાય તો !" ચંદુ ક્રોધયુક્ત સ્વરે કંટાળો પ્રગટ કરી બોલ્યો.

"ચાલો જઇએ" કહી પ્રભાએ બધાં તરફ હાથ જોડી વિનિત સ્વરે 'આવજો, આવજો' કહી વિદાય લીધી.

સ્ટેશને આવી ગાડીમાં બેઠા પછી પ્રભાએ કન્યાનાં અનેક રીતે વખાણ કરતાં કહ્યું: "ચંદુ! રજની ત્હારા માટે ખરેખર યોગ્ય છે, લોકો ભલે ગમે તેમ કહે પરંતુ ઈશ્વર કદિ પણ ભૂલ કરતો નથી!"

"હું...." ચંદુએ શૂન્યભાવે ઉત્તર આપ્યો.

પ્રભા કહેવા લાગી: "કામકાજમાં પણ ખૂબ હોશિયાર છે. ત્હારા ઘરમાં કોઇ નાનું મોટું નથી. પણ છોકરી આવતાં સાથે જ બધું કામકાજ સંભાળી લ્યે એવી છે. આવું સરસ પાત્ર મેળવી આપવામાં ઈશ્વરનો જ હાથ સમજવો ને?"

આ સાંભળી ચંદુ બ્હેન સામે થોડી પળ જોઈ રહી બોલ્યો: "લાગે છે કે તમારા મનમાંથી હજી એ વિચારો ગયા નથી કે: 'હું એકલો છું, અનાથ છું–મારૂં કોઈ નથી. ખરૂંને?"

પ્રભા ભાઈનો મનોભાવ સમજી જરા શરમાઈ, હસીને બોલી: "ના, ના, હું એમ નથી કહેતી. એ તો છું છું જ. પરંતુ કદાચ મારે કાલે કોઇ બીજે સ્થળે જવું પડે, તો તું એકલો જ થઈ જાયને? જો આ વહુ આવે તો મારી એટલી ચિંતા પણ મટી જાય."

"એ ચિંતાની ચિંતા ન કરો એ તો હવે મટી જ જવાની છે. પણ તમારે કાલે ક્યાં જવું પડશે?"

"અમારૂં ભલું પૂછવું. કોઇ બીજે સ્થળે બદલી પણ થઇ જાય!" પછી થોડો સમય વિચાર કરી પુનઃ તે બોલી: "અને આમે ય બ્હેન ભાઇને ઘેર ક્યાં સુધી? તું એકલો છે એટલે જ તો મારે તારી સાથે રહેવું પડે છે." આટલું કહી એક દીર્ઘ નિશ્વાસ મૂકી ચૂપ થઇ ગઇ.

ચંદુ કંઇ પણ બોલ્યા વગર બારીમાંથી માથું બહાર કાઢી ગાડીની ઝડપે પસાર થઇ જતા પ્રદેશ તરફ જોઇ રહ્યો. થોડી પળો પસાર થઇ જવા છતાં ય તે બોલ્યો નહિ ત્યારે તેને બોલાવવાના હેતુથી પ્રભાએ બૂમ મારી "ચંદુ?"

ચંદુ મ્હોં ફેરવી બ્હેન સામે અબોલ જ જોઇ રહ્યો. પ્રભાએ જોયું તો તેની બંને આંખો પાણીથી ભરાઇ આવી હતી. આંખનાં બંને ખૂણા પર આંસુનાં ટીપાં પડું પડું થતાં બાઝી રહયાં હતાં.

પ્રભા જરા નજીક આવી આશ્વાસન આપતાં બોલી: "એમ કોચવાયે શું વળે વીરા? તને અત્યારે શું થતું હશે એ હું જાણું છું પરંતુ જે વાતનો કોઇ ઉપાય જ નથી; તેનો અફસોસ કર્યે પણ શું વળવાનું છે ચંદુ!"

ચંદુ જરા સ્વસ્થ થઇ બોલ્યો: "ઉપાય તો છે બ્હેન!"

આ સાંભળી પ્રભા ચંદુ તરફ સાશ્ચર્ય જોઇ રહી. ચંદુ ફરી મ્હોં ફેરવી બ્હારી બહાર જોઇ રહ્યો.

થોડીક ક્ષણ પછી પ્રભા બોલી: "તો પછી મુંઝવણ શી છે? તું શું કહે છે એ જ સમજાતું નથી!"

ચંદુએ મ્હોં ફેરવ્યા વગર જ ઉત્તર આપ્યો: "હું પણ એ જ કહું છું."

પ્રભા એક દીર્ઘ નિશ્વાસ મૂકી કંટાળાભર્યા સ્વરે બોલી: "તું શો વિચાર કરી રહ્યો છે ભાઇ!"

"વિચાર કરૂં છું કે અસંતોષ વેઠીને પણ આટલી ઉતાવળ કરવાની શી જરૂર છે?"

"શાનો અસંતોષ? કોને અસંતોષ છે ચંદુ?" પ્રશ્ન કરીને પ્રભા આશ્ચર્ય અને મુંઝવણભરી ચંદુ સામે જોઇ રહી.

ચંદુએ અનુત્તર જ રહી ખીસ્સામાંથી સીગારેટ કાઢી સળગાવી; સળગતી દિવાસળીની જ્યોત સામે જોઇ રહ્યો પણ એકાએક કંઇ યાદ આવ્યું હોય તેમ બોલી ઉઠ્યો: "શ્રધ્ધાહિન હૃદયમાં રહેલી શંકાઓ ઇશાનની વીજળીની જેમ ચમક્યા જ કરે છે તેને છૂપાવી શકાતી નથી બ્હેન!"

"તું સમજ્યો નહિ ચંદુ!"

"સમજ્યો છું બ્હેન, બધું જ સમજ્યો છું. એટલે જ કહું છું કે મારી ચીંતાઓને આટલી બધી વહેલી ઝુગાવી દેવાની ઉતાવળ શા માટે કરો છો?"

પ્રભા જરા ખસીયાણી પડી અલ્પરવ હાસ્ય કરી બોલી: "તને કોણે કહ્યું કે હું તારી ચિંતાઓ ફગાવી દેવાની છું?"

"તમે જ હમણાં કહ્યું ને કે એ આવશે એટલે તમે મારી ચિંતાઓમાંથી મૂકત થશો. અને એ ઇચ્છાને જે અણગમતું અનુમોદન મળ્યું છે તે પણ કંઈ મારાથી અજાણ્યું નથી!"

પ્રભા કંઈ બોલી નહિ પણ મ્હોં બગાડી હાથના ઇશારાથી એમ સમજાવ્યું કે "જવાદે એ વાત!"

ચંદુ કહેવા લાગ્યો: "તમારા મનથી તો એ વાત નિર્માલ્ય હશે. પરંતુ એમ કરીને મારા જીવનની મીઠાશ શા માટે બગાડો છો?"

"તને શું વાંધો છે?"

"કંઇ વાંધો નથી!" ચંદુ એક દીર્ઘ નિશ્વાસ મૂકી બોલ્યો: "ખરૂં છે, જે માણસે જન્મથી જ સુખ જોયું નથી તેને આટલું સુખ જવાથી શો વાંધો આવવાનો છે?"

પ્રભા ચુપ રહી.

ચંદુ પુન: કહેવા લાગ્યો: "કોઇ નથી જાણતું. હું જ જાણું છું કે મારા જીવનની મીઠાશ શું છે? બ્હેન! મારા માટેની તમારી ચિંતા, એ જ મારો આનંદ, એ જ મારા જીવનની મીઠાશ. જ્યારે એ ચિંતાઓમાંથી તમે મૂકત થશો ત્યારે મારા જીવનમાં આનંદે ય નહિ હોય,

મીઠાશે ય નહિ હોય.” કહેતાં કહેતાં ચંદુનો અવાજ ભારે થઈ ગયો.

પ્રભા ગળગળે કંઠે બોલી: “પણ તું એકદમ આટલો બધો નિરાશ કેમ થઈ જાય છે એ કહીશ ?”

“નિરાશ નથી બનતો; પરંતુ જે મેં મારી સગી આંખે જોયું છે એ ભૂલિ તો નહિ જ શકું !”

“શું જોયું છે તેં ?”

“તમારૂં ધ્યાન નહોતું, પણ હું તમારી પાછળ જ મારી સાસુની સામે ઉભો હતો. એમણે જયારે તમને ઉદ્દેશીને એમ કહ્યું કે, ‘મારી રજની આવશે એટલે તમારે કોઇ જાતની ચંદુની ચિંતા જ નહિ રહે, ત્યારે તેણે બંને હથેળી ઘસીને પાડોશણ તરફ જે ઇશારો કર્યો હતો તે મારાથી તો ભૂલાશે નહિ.” કહી ચંદુ ઉત્તરની અપેક્ષાએ બ્હેન સામે જોઇ રહ્યો.

પ્રભાએ તેનો કશો જ ઉત્તર વાળ્યો નહિ. ચંદુ માથું ધુણાવી હસીને બોલ્યો: “જોયો સગાંનો ચમત્કાર ?”

ચમત્કાર શબ્દથી ચમકી ચંદુ તરફ જોઇ પ્રભાએ આશ્ચર્ય વ્યક્ત કરતાં પૂછ્યું: “શાનો ચમત્કાર ?”

“હરીલાલ ભાઈના ઉપકારનો ! એ ડોસીને માટે અલભ્ય એવું આ ગુપ્ત જ્ઞાન હરિલાલ ભાઇએ જ આપ્યું હોવું જોઇએ.”

પ્રભા આ સ્પષ્ટતાથી સ્તબ્ધ થઈ ગઈ! અપમાનના આઘાતથી તેનું હૃદય રડું રડું થઇ રહયું હતું, તેને દબાવી

સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતાં બોલી: "એ તો એમ જ ચાલે, વેવાઈ વેલાંની વાતોને કોણ ગાણીને ગાંઠે બાંધે ?"

"કેમ ન બાંધે ? આ વાત કંઈ એટલેથી જ નહિ અટકે ! એ......."

"એ ને બે, આપણે રોટલાથી કામ કે ટપાકાથી ?" પ્રભા ચંદુને બોલતો અટકાવી વચ્ચે જ બોલીને હસી પડી.

"ઠીક છે. રોટલો પચે એવો હોય તો સારૂં !"

"બરાબર પચી જશે !"

"એ તો તમારા કરતાં તેની ઘડનારી વધુ જાણતી હશે."

"ચંદુ ! હીરાને ખોદનાર કે ખરીદનાર કંઈ પારેખ થઈ શકતો નથી. અને તેથી માલીક હોવા છતાં ય તે તેની સાચી કિંમત પણ નથી જાણતો. પરંતુ પારેખ તો હાથમાં આવતાં જ તેનું પાણી પારખી લે છે."

"એટલે તમે શું એમ કહેવા માગો છો કે, સોળ વરસ સાચવીને પણ એ નથી જાણી શકી, અને તમે માત્ર બે જ દિવસમાં તેના ગુણાવગુણનું માપ કાઢી લીધું ?"

"એમ જ કહું છું."

આ સાંભળી ચંદુ પ્રગટ રોષ બતાવવાનો ડોળ કરીને સંતોષપૂર્વક મોં ફેરવી બેસી રહ્યો.



## ૪

ઘેર આવ્યા પછી પ્રભાએ ચંદુના લગ્ન સિવાયની બીજી વાતોને અળગી કરી મૂકી છે. બે દિવસ તો સાકર આપવાની વ્યવસ્થામાં જ પસાર થઈ ગયા. જો કે સાકર અગણિત સ્થળોએ પહોંચાડવાની તો ન્હોતી જ. પરંતુ જ્યાં જ્યાં એ સાકર આપવા જતી ત્યાં ત્યાં પોતે પસંદ કરેલી ભાભીના રૂપ, ગુણ અને આવડતની અનેક વાતો કહ્યા વગર રહી શકતી નહિ. બિચારો રાઘુ પણ બાઈની સાથે ફરીને નિષ્ક્રીય સમય વિતાવતાં કંટાળી ગયો હતો.

ત્રીજે દિવસે સવારે ચ્હા પીતી વખતે "હા....શ" કહીને તે છૂટકારાનો એક દમ ખેંચી બોલી: "વખત

જતાં કંઈ વાર લાગતી નથી. બે દિવસ તો નકામા જ ગયા. અને કામ હજી ઘણું બાકી છે. આળસ કરી પાલવશે નહિ."

ચંદુ બે દિવસથી બ્હેનની હર્ષઘેલછાનો અનુભવ કરી રહ્યો હતો. વ્યંગપૂર્ણ હાસ્ય કરી તેણે કહ્યું; "જરાય નહિ પાલવે !"

"ત્યારે હવે શું કરીશું બોલ ?......."

"એ જ સમજાતું નથી !" પ્રભા ગંભીર થઈ કાર્યક્રમ નક્કી કરવા જતી હતી એટલામાં રોજની રીત પ્રમાણે ધીરજલાલ વચમાં કુદી પડયા. અને પોતાના આ હાજરજવાબીપણાથી ઉદ્ભવેલું હાસ્ય પ્રગટ કરે તે પહેલાં જ પ્રભા મ્હોં બગાડી ઉભી થઇ બોલી :

"જ્યારે ને ત્યારે તમને મશ્કરી સૂઝે છે? પણ હવે તો હું તમને કોઈને પૂછીશ જ નહિ. તમારી સલાહ વગર પણ હું બધું કાર્ય પુર્ણ કરી શકું છું કે નહિ એ જો જો." કહીને તે રોષભરી અંદર ચાલી ગઈ.

આ અકસ્માત ઉભા થયેલા પ્રસંગથી ચંદુ જરા કોચવાઇને આજીજીભર્યા સ્વરે ધીરજલાલને ઠપકો આપતાં બોલ્યો: "તમે આ ઠીક ન કર્યું !"

"શું ઠીક ન કર્યું ?" ધીરજલાલે ખંધુ હાસ્ય કરતાં કહ્યું: "અરે ભાઇ! મેં તો ઉલ્ટું સારૂં કર્યું છે! આપણી સલાહથી તો ઉલ્ટું એનું કાર્ય ગુંચવણભર્યું

બની જવાનો સંભવ હતો. હવે તે એકધારું ચાલ્યા જ કરશે! તમારી બ્હેને આપણી સલાહ ન લેવા માટે પ્રતિજ્ઞા લીધી છે કંઇ આજ્ઞા કે સૂચના કરવાની પ્રતિજ્ઞા થોડી જ લીધી છે?" કહીને તેઓ ખડખડાટ હસી પડયા.

અને બન્યું પણ એમ જ. બીજે જ દિવસે રવિવાર હોવાથી બપોરે જમીને ધીરજલાલ દિવાનખાનામાં આરામખુરસી પર પડયા હતા. ચંદુ હાથમાં સળગતી સીગારેટ રાખીને પલંગ પર પડયો પડયો ઉંઘી ગયો હતો. એટલામાં પ્રભા કપડાંની થપ્પી લઇ દિવાનખાનામાં આવી અને ચંદુને સુતેલો જોઇ હાસ્યમિશ્રિત કૃત્રિમ ક્રોધથી બોલી: "મને તો રાતે ય નિરાંતે નિંદર આવતી નથી! અને આ નસિબદાર ખરે બપોરે ઘોરે છે!" કહી તેણે ચંદુ સામે આંગળી ચીંધી ને પછી હાથનો લ્હેકો કરી ઉમેર્યું: "છે એને કંઇ ચિંતા!"

"સગવડતા માટે ભાગે પ્રમાદ જ પેદા કરે છે, તું જ જો ચંદુ પેઠે ઉંઘ કરવા માંડે તો એને ઉજાગરા કરવા પડે! મારી સલાહ પ્રમાણે નથી ચાલતી તેથી જ તો તારે ઉજાગરા કરવા પડે છે!" આટલી સલાહ આપ્યા પછી અલ્પહાસ્ય કરીને તેઓ આંખો મીંચી લાંબા પગ કરી પડયા રહ્યા.

"માસ્તર સાહેબ! તમારાથી ન બને તો સગવડતા ન કરી આપતા, પણ કૃપા કરીને અગવડતા તો ઉભી ન જ કરશો." ચંદુ બેઠો થઇ ધીરજલાલને ઉદ્દેશી બોલ્યો.

આ અણધાર્યા ઉત્તરથી અને ચંદુ હજી સુઇ નથી ગયો એ જાણીને બધાં ખિલખિલાટ હસી પડ્યાં. પ્રભા કપડાંની થપ્પી ટેબલ પર મૂકી બન્નેને ઉદ્દેશી બોલી:

"જુઓ તો આમાંથી તમને કયા નમુના પસંદ છે? આવી જ જાતનું કાપડ લઇને આજે બે–ત્રણ કાપડીઆને બોલાવ્યા છે. તમે બંને છો ત્યાં ભાવતાલ બરાબર સમજી લેવાય. શિવડાવવાનું તો હું પતાવી દઇશ. ચંદુનાં કપડાં......."

પ્રભા પૂરૂં બોલી રહે ત્યાર પહેલાં રાઘવે આવી ખબર આપ્યા કે: "નીચે ચાર–પાંચ કાપડીઆ રાહ જોઇને ઉભા છે."

"સારૂં થયું. હું એની જ વાટ જોઉં છું. જા, તું તેને ઉપર મોકલ." કહીને તેણે વચમાંના ટેબલ ખુરસી ઉપાડીને એક બાજુ મૂકી દીધાં. એ જોઇ ધીરજલાલ બોલ્યા:

"એ તેં ઠીક જ કર્યું, કદાચ એ લોકોને આપસ-આપસમાં લડવું ઝઘડવું પડે! મેદાન સાફ હોય તો વાંધો ન આવે."

"તમે ય...."પ્રભા ધીરજલાલને કંઇક કહેવા જતી હતી તેટલામાં રાઘુ કાપડીઆઓને લઇ અંદર આવ્યો ને તેનું વાકય અધુરૂં જ રહી ગયું.

પૂરા પાંચ કાપડીઆ પોતાના માણસો સાથે ગજ–કાતર લઇને અંદર આવ્યા. આ દસ માણસોનું ધાડું જોઇને ચંદુ હસવું દાબી શક્યો નહિ. તેણે હસતાં હસતાં ધીરજલાલ સામે જોઇ કહ્યું: "મેદાન નાનું થઈ પડશે !"

"તમે ફીકર ન કરો. બધા સાથે નહિ ઉતરે !"

એ બે જણની વાતો દરમ્યાન કાપડીઆઓએ પોતપોતાનાં પોટલાં છોડાવીને માલ ખુલ્લો કર્યો. પ્રભાનું લક્ષ કાપડમાં જ હતું. તેણે તેમાંથી એક સુંદર ઝરી ભરેલી સાડી ઉંચકી ચંદુને બતાવતાં પૂછ્યું: "જો, આ કેમ લાગે છે?"

"હું શું જાણું ?"

"કેવી લાગે છે; એ વાત પછી, કેટલા માગે છે એ વાત પૂછને? કેમ ચંદુલાલ?" ધીરજલાલ જાણે ચંદુ વતી જ ઉત્તર આપતા હોય તેમ બોલ્યા.

"હું શું જાણું ?" ચંદુએ એ વાતમાં પણ સંમતિ આપી નહિ. તેથી ધીરજલાલ જરા ટપકાની ઢબે બોલ્યા: "અરે ભાઇ તમે નહિ જાણો તો પછી જાણશે કોણ? પારકે પાદર પરશોતમભાઇ પહોળા થશે ત્યારે સાંકડમાં તમારે જ ભીંસાવું પડશે સમજ્યાને?"

"કંઇ વાંધો નહિ" કહી ચંદુ પ્રભા સામે જોઈ બોલ્યો: "તમને ઠીક પડે તેમ કરો બ્હેન."

"એ તો કર્યું છે, નહિ તો આ દિવાનખાનામાં કિંમતી કાપડનું પ્રદર્શન ભરાય જ ક્યાંથી?" ધીરજલાલ ચંદુને ઉત્તર આપ્યા પછી પ્રભાને ઉદ્દેશી બોલ્યા: "પાડોશમાં કોઈને કહ્યું છે કે નહિ? લોકો ટીકીટ ખર્ચીને જોવા આવે એવા સુંદર નમુના છે." કહીને તેઓ પોતાની હંમેશની ઢબે હસવા લાગ્યા.

પ્રભા ગુસ્સો ગળી જઈ બોલી: "કહેવાનું તો હજી પાછળ છે. આ સુંદર નમુનાઓમાંથી પણ ઉત્તમ નમુનાઓ ખરીદીને પછી જ બતાવીશ."

લાલમહુંમદ બનારસી સાડીનો જુનો વેપારી, આ ઘરનો જાણીતો હતો તે જરા હસીને બોલ્યો: "મોટા શેઠ! નાની શેઠાણી માટે જે કપડાં લેવાશે તે લોકો જોવા આવે એવાં જ હશે. મારી પાસે એવા નમુનાઓ છે કે જે ગુજરાતમાં પહેલ વહેલા જ આવ્યા છે. સમજ્યાને એ.......આ જોઈ લ્યો નમુનો!" કહીને તેણે ફુલ ગુલાબી રંગની ઝરીની ભરેલી એક સાડી પહોળી કરી. જે જોઈને ધીરજલાલ પણ ચુપ થઈ ગયા.

પ્રભાએ સાડી જોઈ અત્યંત ખુશી થતાં ધીરજલાલને ઉદ્દેશી કહ્યું:

"મારા ભાઈને પરણાવવાનો હરખ કાંઈ મને એકલીને જ નથી. વેપારીઓ પણ એટલા જ ખુશી છે. તમે ભલેને મશ્કરી કરો."

"અરે બ્હેન, વીશ વરસ થયાં વેપાર કરૂં છું. આ શેરીમાં એ દરમ્યાન જેટલાં લગ્ન થયાં છે ત્યાં કન્યાનું કાપડ લાલમહુમદનું જ આવ્યું છે, સમજ્યાને! વેપારી છું, હજામ નથી. ક્યાં કેવું કાપડ ચાલશે એટલું ય ન સમજું?" લાલમહુમદે પોતાની આવડતનું અભિમાન કરી કહ્યું.

ધીરજલાલ જરા વ્યંગમાં હસી, લાલમહુમદને ઉદ્દેશી બોલ્યા: "ચંદુની વહુ માટે ખાસ તૈયાર કરાવી હશે! શું કિંમત છે એની?"

"કિંમત? તમારે ત્યાં કિંમત જ ન હોય, પાંચસો રૂપિયે ઘરમાં પડી છે, તમારે જે આપવું હોય તે આપજો!"

કિંમત સાંભળીને સાડીની સુંદરતા પર મોહી પડેલી પ્રભા પણ ચમકી. તેણે આશ્ચર્ય વ્યકત કરીને પૂછ્યું: "પાંચસો રૂપિયા?"

"રૂપિયા સામું ન જૂઓ બ્હેન, માલ સામું જૂઓ, પેરીસના પ્રદર્શનમાં ય આવો માલ નહિ મૂકાયો હોય!" લાલમહુમદ વેપારી ઢબે વખાણ કરતાં બોલ્યો. "અમદાવાદની બજારમાં આ માલ મળે; તો આપણે ચંદુશેઠને આ સાડી ચાંદલામાં આપી દેવી! શું સમજ્યા?"

"સમજી ગયો, ભાઇ! ચંદુભાઈને ચાંદલો કરવાની વાત સમજી ગયો." ધીરજલાલ હસી પડયા.

પ્રભાએ ચંદુ સામે જોઇ કહ્યું: "ભાઈ! તને આ સાડી કેમ લાગે છે?"

ચંદુ અત્યાર સુધી આ બધું ગુપચુપ સાંભળી રહ્યો હતો તેણે એવા જ અલિપ્તભાવે ઉત્તર આપ્યો: "જુઓ બ્હેન, આ કપડાંની બાબતમાં મને કંઇ ન પૂછશો. નહિ તો વળી તમારો હરખ કપાઇ જશે! તમને ઉલટ આવે એ બધું કરી લેવું. મને ડર લાગે છે કે, તમારો ઉમંગ જોઇને હું જે સંતોષ અનુભવું છું એ જો હું વચમાં પડીશ તો ખોઇ બેસીશ!"

"ઠીક છે, જે પ્રદર્શનનું નિર્માણ અને ઉદ્‌ઘાટન એને હાથે થયાં છે, તેનો વેપાર અને વિસર્જન પણ એને જ હાથે થાય તો એ આપણે માટે તો ઘણો આનંદનો વિષય બની રહેશે." ધીરજલાલે ચંદુને અનુમોદન આપ્યું.

પ્રભા કંઈ બોલી નહિં. તેણે એક પછી એક બધા વેપારીઓનાં પોટકાં છોડાવ્યાં, અને કપડાના તાકા, સાડી, ઝરીનાં બંડલ વગેરે જે જે માલ તેઓ લાવ્યા હતા તે એક એક કરીને જોવા લાગી, અને કોઇ-નેય સંકેલવાનો સમય આપ્યા વગર એક પછી એક માલ ખૂલ્લો કરાવવાથી ઘરમાં જાણે ખરેખર પ્રદર્શન

ભરાયું હોય તેમ કાપડ, ઝરીની કિનારો, વગેરે પથરાઈ રહ્યું. વેપારીઓ પ્રભાના રોપભર્યા અભિનયથી એટલા ડઘાઈ ગયા કે કોઈ જાતનો પ્રતિકાર કર્યા વગર યંત્રવત્ આજ્ઞા પાલન જ કર્યે જતા હતા. અંતે આ રંગ સારો નથી, કાપડ સારૂ નથી, આની ડીઝાઈન સારી નથી; આની કિંમત વધુ છે, આ તકલાદી છે, આનો રંગ કાચો છે, આવા અનેક વાંધાઓ રજુ કરીને પણ દોઢેક કલાકની મહેનતે પ્રભાએ તેમાંથી જોઈતું કાપડ ખરીદ કર્યું.

કાપડીઆ ગયા પછી છૂટકારાનો દમ ખેંચી પ્રભા "હા....શ" કહી પલંગને એક ખૂણે બેસી ગઈ. સાડીના પાલવ વતી મ્હોં પરનો પરસેવો લુછતાં તે બોલી: "ભલે બારસો રૂપિયાનું ખર્ચ થયું. પણ વેવાણ એક વખત તાજ્જુબ થઈ જશે. એને ય ખાત્રી થશે કે પારકી જણી પણ એની દીકરીને હરખથી પહેરાવી ઓઢાડી શકે છે. તું શું કહે છે ચંદુ ?"

"એને ખાત્રી જ છે. આ ઘટના એને મન આશ્ચર્ય-જનક નથી બ્હેન, તમારી આ બધી વ્યવહારીક ઉપાધીઓથી એ માહિતગાર છે. તેથી તો તેણે કહ્યું હતું કે એની દિકરી આવ્યા પછી તમારી એ ઉપાધીઓનો નાશ થશે." વ્યંગમાં આટલું બોલીને ચંદુએ એક દીર્ઘ નિશ્વાસ મૂકી કહ્યું: "આશ્ચર્ય તો ખરૂં જને "પારકી જણી" આટલું કરી શકે ખરી ? અદ્દભુત !" અજાયબ

થવાનો અભિનય કરીને પછી તે ધીરજલાલ સામે જોઈ બોલ્યો :

"કેટલીક વખત સત્ય અને પ્રિય વાતો પણ હૃદયની અનેક ભાવનાઓના અંતરાયરૂપ બની રહે છે એમ તમને નથી લાગતું ?"

"આ તમારૂં ફીલ્સૂફીનું મે'ણું નકામું છે. ચંદુલાલ, જેમ થતું હોય તેમ થવા દયો. જીભ અને જીવ બંને ઘણી વખત બેસુરાં બોલે છે. " પોતે ખૂબ બંધબેસ્તી ઉપમા આપી હોય તેમ ધીરજલાલે સાભિમાન ચંદુ સામે જોયું. ચંદુ એક ધ્યાન બનીને નીચે જોઇ રહ્યો હતો. ધીરજલાલે મશ્કરીમાં બૂમ મારી :

"કેમ ચંદુ હલવાઇ ?"

હમેશાં ચંદુ આ મશ્કરીનો "જી. શેઠ. ફરમાવો મહેરબાન" કહીને જવાબ આપતો.

પ્રભા પલંગ પર બેસીને કપડાં સંકેલી રહી હતી, તેણે માન્યું કે ચંદુ હમણાં એજ ઉત્તર આપશે પણ જ્યારે ઓરડામાં નિરવતા છવાઇ રહી ત્યારે તેણે મ્હોં ઉચું કરી જોયું : ચંદુ નીચું જોઇને કંઇ વિચારી રહ્યો હતો. "શો વિચાર કરી રહ્યો છે ભાઇ ? પારકી જણી કહ્યું તેમાં માઠું લાગી ગયું કે શું ?"

ચંદુએ કંઇ જવાબ આપ્યો નહિ.

પ્રભા કહેવા લાગી: "એમાં દુઃખ પામવા જેવું કંઈ જ નથી, ચંદુ! જીવનની ધન્ય પળ ભૂલી શકાશે નહિ, અને એ અંધારી રાતે આપણને ભાઈ બ્હેનને ભેગા કરવામાં ઇશ્વરનો જે અકળ ઉદ્દેશ હશે તે કોઇથી ટાળી પણ શકાશે નહિ."

દિવાનખાનામાં થોડી પળ નિરવતા પ્રસરી રહી, કોઇ કંઇ બોલ્યું નહિ. પ્રભાએ ચંદુને ઉદ્દેશીને કહ્યું: "તારા જ હૃદયમાં ભાવનાઓ ભરી છે એમ નથી મ્હારા હૃદયમાં યે ઓછી નથી, અને પારકી જાણી કે પરજ્ઞાતિનું સતત ભાન રહ્યા કરશે તોયે એ ભાવનાને કોઈ કચડી શકશે નહિ, પરમાત્મા જ એ અપ્રગટ પ્રતિજ્ઞાનો સાક્ષી છે." કહેતાં કહેતાં પ્રભાનો અવાજ ઘોઘરો બની ગયો.

ચંદુએ બ્હેન સામે જોઈ કહ્યું: "હું જાણું છું બ્હેન, ઇશ્વર આપણને સહાય કરશે."



## ૫

છેલ્લા આઠ દિવસ થયાં પ્રભાને એક ઘડી પણ નિરાંતે બેસતાં કોઇએ જોઈ નથી. કામ કરનારાં તો ઘણાં છે, અને તેઓ એક પળ નકામી જવા દેતાં પણ નથી ત્હોયે આ કામ બતાવનારીને એક ઘડીનો આરામ મળતો નથી. કામ બતાવવાથી જ કંઇ થોડું પતી રહેવાનું છે? પૂછનારને જવાબ પણ આપવા જોઇએ.

દુકાનનો મહેતાજી ચાર–પાંચ જાતના ખારેકના નમુના લઇ આવી બોલ્યો: "જુઓને બ્હેન, કઇ જાતની ખારેક લેશું ?"

બધા નમુના જોઈ ભાવની પરપૂછ કરી પ્રભાએ કગદી ખારેક પસંદ કરી કહ્યું: "આજ ખારેક લ્યો."

"જી" કહી મહેતાજી ચાલ્યો ગયો. પણ બે જ મિનિટમાં એ પાછો આવી બોલ્યો: "કેટલી લેવી છે એ તો તમે કહ્યું નહિ ?"

પ્રભા ગણતરી કરવા લાગી: "જૂઓને માણસો...."

એટલામાં જ રાઘવ સોનીને સાથે લઇ ત્યાં આવી બોલ્યો: "આ દાગીના જોઇ લ્યોને ? ક્યારનો ખોટી થઇ રહ્યો છે !"

પ્રભાએ કંટાળીને મહેતાજીને કહ્યું : "જાવ બે મણ લાવજો." મહેતાજી "જી" કહીને ચાલતો થયો.

પ્રભા ત્યાં જ શેતરંજી પર બેસી બોલી : "લાવો જોઉં !"

સોની નીચે બેસી, દાગીનાની પેટી ઉઘાડી અંદરથી એક એક દાગીનો કાઢી બતાવવા લાગ્યો : "આ બુટીઓ આ કોલર, આ ચેઇન, આ ચંદ્રહાર, આ પીન, આ...."

"આવડાં મોટાં એરીંગ ? ચંદુની વહુ કંઇ મોટાં નથી, રૂપાળાં રમકડાં જેવાં છે, તેના કાનમાં આ હીરાના લોલક લટકાવીને શું કાન તોડી નાખવા છે ? અને આકાર તો જુઓ ! જાણે સવાલચિન્હ !" પછી હસતાં હસતાં તે રાઘવ તરફ જોઈ બોલી: "રાઘવ ! ચંદુને કહી આવ કે સાંજે આવે ત્યારે ત્રણ ચાર ઝવેરીને તેડતો આવે ! આમાં હું શું પસંદ કરૂં ?" એમ કહી તેણે હસતાં હસતાં ઉભાં થઇ સોનીને રજા આપી: "તમે જાવ ભાઈ!"

સોની બિચારો હેબતાઈને ચુપચૂપ જતો જ રહ્યો.

પ્રભા અંદર જતી હતી એટલામાં રવજીએ આવી પૂછ્યું "મોટી બ્હેન, મહેતાજીએ પૂછાવ્યું છે કે : શ્રીફળ કેટલા કોથળા જોઈશે ?"

"ચાર કોથળા, જા."

"મંડપારોપણનું મૂહુર્ત જોવા માટે મહારાજ ક્યારના આવીને દિવાનખાનામાં બેઠા છે." ઇચ્છાએ આવી ખબર આપ્યા.

"હું આવું છું." કહીને પ્રભા અંદર જતી હતી એટલામાં મજુરણ આવી બોલી : "મ્હોટી બ્હેન, વાસણ સાફ થઇ ગયાં છે તમે કહો ત્યાં ગોઠવી દઇએ !"

"તમે અભેરાઇઓ સાફ કરો એટલામાં હું આવું છું." કહીને પ્રભા મહારાજ પાસે અંદર ચાલી ગઈ.

સંધ્યા સમયે ધીરજલાલ ઓફિસેથી આવીને દિવાનખાનામાં જઇ કોચ પર પડીને પુસ્તક વાંચી રહ્યા હતા.

ચંદુ પણ વહેલો આવી રવેસમાં આરામખુરસી પર પડ્યો પડ્યો સીગારેટ ફૂંકી રહ્યો હતો.

પ્રભા કામવાળીને અભેરાઇમાં કઇ જગ્યાએ કયાં વાસણો ગોઠવવાં એ બધું સમજાવીને કંટાળાભરી દિવાનખાનામાં આવી. આ બન્ને ગૃહસ્થોને આરામ અનુભવતા જોઇ ને એ બળી ગઈ, "પરણે કોઇ અને ઉપાધી

મારે !" અને જણુ સાંભળે તેમ ઊચ્ચ સ્વરે બોલી એ ખુરસીમાં પછડાણી.

"એ તો એમજ હોય, તું પરણી ત્યારે તારે કશી ઉપાધી કરવી પડી હતી કે ?" ધીરજલાલ પુસ્તકમાંથી મ્હોં ઉંચું કરીને ઊત્તર આપતાં ખડખડાટ હસી પડ્યા.

"તમે શા માટે વચમાં કૂદી પડો છો ?" પ્રભા હાસ્ય દબાવતાં રોષભર્યા મૂખે બોલી.

બ્હેનનું મે'ણું સાંભળીને હસ્તો હસ્તો ચંદુ ઘરમાં આવ્યો. બ્હેનની સામે જ ખુરસી પર બેસી સીગરેટનું પાકીટ ને માચીસ ટેબલપર મૂકતાં એ બોલ્યો: "એ તો ગોળ ખાય તે ચોકડાં ખમે ! કેમ ધીરજલાલ ?" તેણે સાક્ષી માટે ધીરજલાલ સામે જોતાં કહ્યું, "મને પોતાને જેટલો પરણવાનો હરખ નથી તેટલો તમને પરણાવવાનો હરખ છે તો ઉપાધી પણ તેટલી જ કરવી પડે !" કહી તે બેદરકારીપુર્વક આંખો મીંચી મોંમાંથી ધૂમાડા કાઢવા લાગ્યો.

પ્રભા આ સાંભળીને સંતોષપૂર્વક પુલકિત વદને બોલી: "એ જાણીને તો હું આ બધું કરી રહી છું ચંદુ, પણ આટલી બેફિકરાઇ કેટલા દહાડા ચાલશે ? કાલે વહુ આવશે. પછી બધું કોણ કરશે ?"

"એ પણ તમે જાણો છો !પારકી જણીની ભલાઇનો રેકોર્ડ હજુ તમે તોડી શક્યાં નથી, પેલી પારકી જણીએ

મારા માટેની તમારી બધી ઉપાધીઓનુ નિવારણ કરી આપવાનું વચન આપ્યું છે એ ભૂલી ગયાં?" ચંદુ ખંધાઈનું હસીને બોલ્યો.

ચંદુએ ન કહ્યું હોત તો પણ પ્રભાને એ વાતનું સ્મરણ થઈ આવ્યું હતું. તેથી ચંદુના આ કટાક્ષનો તેણે કંઈ ઉત્તર આપ્યો નહિ કિંતુ નીચું જોઈને ગુપચુપ બેસી રહી. ચંદુ ફરી કંઈ બોલવા જતો હતો એટલામાં રાઘવે આવી ખબર આપ્યા કે મહારાજ રસોડામાં બ્હેનની રાહ જોઈ રહ્યા છે. આથી તે ત્યાંથી ઉઠીને ચાલી ગઈ.

પણ ચંદુ નિષ્ફિકર રહી શકયો નહિ. થોડીક મીનીટ પછી જ રાઘવે આવીને તેના હાથમાં એક તાર મૂકયો. પ્રભા રાઘવની પાછળ પાછળ જ આવીને બોલી: "કોનો તાર છે ભાઈ?"

તારનું નામ સાંભળીને ધીરજલાલ પણ પુસ્તક બંધ કરી ત્યાં આવીને ઉભા રહ્યા. તારના ફોર્મ પર ચંદુ સહી કરી કવર ધીરજલાલના હાથમાં મુકી નિર્લેપભાવે ખુરસીમાં બેસો ગયો.

ધીરજલાલે તાર વાંચી કહ્યું: "સવારે આઠ વાગ્યાની ગાડીમાં લલીતા સહકુટુંબ આવે છે."

લલીતાનું નામ સાંભળી પ્રભાનો ચહેરો ફીકકો પડી ગયો. પ્રયત્નપૂર્વક મ્હોં મલકાવી તે બોલી, "સારૂં

થયું, લલીતા તો તારી ફૂઇની દીકરી જ ને? બીજું કોણ કોણ આવે તેમ છે ચંદુ ?"

"કોણ આવવાનું છે ને કોણ નહિં, તે હું શું જાણું? કંકોત્રીઓનો કારભાર તો તમે હરિલાલના હાથમાં મુકયો છે. અને તેણે એવડું લાંબું લીસ્ટ તૈયાર કર્યું છે કે એ બધાં કોણ છે અને મને શું થાય છે એ પણ હું જાણતો નથી !"

"હવે જાણીશ ! આવે સારે પ્રસંગેજ એ બધી ઓળખાણ થાય." થોડી વાર અટકી પુનઃ તેણે કહ્યું : "બીજાં પણ ઘણાં આવશે. પરંતુ હવે એક ચીંતા તો ઓછી થઇ. કોઇ નહિ તો લલીતા તો છે જ !"

ચંદુ, 'લલીતા છેજ'માં બરાબર સમજ્યો નહિ તેણે પૂછ્યું. "શું છે લલીતા ?"

"વરમા !" પ્રભા હસવાનો પ્રયત્ન કરીને બોલી.

"વરમા?" ચંદુ પ્રતિ પ્રશ્ન કરીને એકદમ ખડખડ હસી પડયો તેણે કામ કરનારી બાઈ સામે આંગળી ચીંધી કહ્યું : "વરમા તો આ રાધાને કહો તો એ પણ થઇ જાય ! વરમાની કયાં ખોટ છે ?"

આ જુવાન કામવાળી શરમાઇ, પ્રભાની પીઠ પછવાડે મોં લપાવી બોલી :

"મારી ગરીબ માણસની કઇ ઓખાત શેઠ, જેણે પૂરાં પુન્ય કર્યાં હોય ઈ તમારી વરમા થાય !"

"અરે ભાઈ ચંદુ! કોઈ તમારી વરમા ન થાય તો પછી...." ધીરજલાલ ચંદુની પીઠ થાબડી ધીરજ આપવા જતા હતા ત્યાં વચમાંજ પ્રભા બોલી: "તો પછી શું તમે થશો?"

પ્રભાના પ્રશ્નથી બધાં ખડખડાટ હસી પડયાં. ધીરજલાલે શાંતીથી ઉત્તર આપ્યો. "કાં? એમાં ખોટું શું? જે લોકોએ કોઇ દીવસ 'કેમ છે?' એમ પૂછ્યું નથી, રાંધીને રોટલો ખવરાવ્યો નથી. એ જો આજે આવીને તેની મા બની શકે છે તો હું તો એનો મિત્ર છું! એનું માથું ચાંપ્યું છે, એને કડવાં ઓસડ પાયાં છે! તો હું એની........"

"લાજો, લાજો, જરા, તમે એની મા થશો?" પ્રભા ગુસ્સો કરીને વચમાં બોલી. ફરી એક વખત બધાં ખડખડાટ હસી પડયાં.

પરંતુ આ વખતે ધીરજલાલને ઉત્તર આપવો પડયો નહિ. ચંદુએ જ ઉત્તર આપ્યો: "બ્હેન, એ વરમા નહિ થઈ શકે એ વાત તો ખરી છે પરંતુ એની વાત એથી પણ વધુ સાચી છે. વરમા થવાનો લ્હાવો તો કોઇપણ લઇ શકે! પણ કંઈ એ લાગણી બધાંજ ન રાખી શકે! અને જેનામાં એ લાગણી ન હોય તેને એ અધિકાર પણ શાનો હોય?"

"અધિકાર કંઇ મારા-તારાથી થોડો જ લઇ-દઇ શકાય તેમ છે? આ તો ધાર્મિક બાબતો છે એમાં આપણું કંઇ ન ચાલે. મા નથી, મામી, કાકી, ફોઇ કોઇ, હમણાં નથી, ત્યારે બ્હેન નહિ તો કોણ વરમા થશે?"

"તમે બ્હેન નથી?"

"છું. પણ અહીં એ ન ચાલે, આ ધાર્મિક બાબત છે." બોલતાં બોલતાં સામાજિક ભેદની યાદથી પ્રભાનું મ્હોં ઉતરી ગયું.

"ધાર્મિક નથી, સામાજિક છે.—વ્યવહારિક છે." ચંદુ કહેવા લાગ્યો. "એટલે જ ગમે તે એ સ્થાને બેસી શકે છે. વ્યવહારને માત્ર માણસની જ જરૂર હોય છે. લાયકાત તરફ એનું બહુ લક્ષ હોતું નથી. વ્યવહાર બિચારો ઉપયોગ કરનારને આધિન હોવાથી એમને એમ જ ચાલ્યું આવે છે. ધર્મની બાબત હોય તો એમ ન ચાલી શકે. ધર્મ ભાવના કે લાગણી વગરની વ્યક્તિને. આવા ઊત્તમ સ્થાને બેસાડવાની કદી પણ આજ્ઞા આપે. નહિ." પોતાની માન્યતા સમજાવીને ચંદુ બ્હેન સામે. જોઇ રહયો.

"તું કહે તે સાચું." પ્રભા ઉભી થતાં બોલી, "વ્યવહાર તો વ્યવહાર, પણ દયા કરીને લલીતાને તારા આ તત્વજ્ઞાનની વાત કરીશ નહિ. બીજું કોઇ નહિ આવે તો પછી........"

"બીજા કોઇ માટે હું આ નથી કહેતો, તેમ, લલીતા તરફ પણ મને કોઇ અભાવ નથી, આ બધું તત્વજ્ઞાન છોલવામાં મારો ભાવાર્થ એ છે કે તમારા સિવાય એ સ્થાનને લાયક બીજું કોઇ નથી."

ચંદુ હજુ વધારે કહેવા જતો હતો પણ તેને રોકીને પ્રભા વચમાં બોલી, "બધી વાતમાં તારૂં ડહાપણ ન ચાલે ભાઇ, વ્યવહારની વાતમાં તું જો વચ્ચે માથું મારીશ તો મારૂં કામ કેટલું મુશ્કેલ બની જશે એની તને કલ્પના પણ નહિ હોય. આજ સુધી જેમ તું મારૂં માનતો આવ્યો છે તેમ મહેરબાની કરીને આટલી વાતમાં પણ......."

"નહિ માનું!" કહીને હાથમાંની શીગારેટ ફેંકી દઇ અદબવાળી સાભિમાન ચંદુ પ્રભા સામો જોઇ રહ્યો.

પ્રભાની કૃત્રીમ ક્રોધ ભરી ચક્ષુ જોડલીમાં લાગણીનાં પાણી ભરાઇ આવ્યાં, એ વધુ ન બોલી શકી. "ન માનતો" કહીને મ્હોં ફેરવી આંખો લૂછતી અંદર ચાલી ગઇ.

બીજે દિવસે ચંદુને સ્ટેશન પર જવું પડયું નહિ. સ્નાનાદિકથી પરવારી રવેસમાં ઉભો ઉભો એ વાળ સમારી રહયો હતો એટલામાં નીચે એક ગાડી આવી ઉભી રહી અને લલીતા નીચે ઉતરી કે તરતજ ચંદુએ તેને

ઓળખી લીધી. હર્ષાવેશમાં તેણે બૂમ મારી : "બ્હેન! લલીતા આવી ! "

પ્રભા ઉતાવળી ઉતાવળી બહાર આવી, ચંદુની પાછળ પાછળ તે પણ નીચે ઉતરી, ચંદુએ લલીતાના પગને સ્પર્શ કરી પ્રણામ કર્યા.

લલીતા ભાઇનાં દુઃખણા લઇ બોલી : " જીવતો રહે ભાઇ ! આજે તને કેટલાં વર્ષે જોઉં છું ? પ્રભા-બ્હેન ગુજરી ગયાં ત્યારે તને જોયો હતો. બિચારી બ્હેન, તે જો આજે હોત તો ........ "

તેનો કંઠ રૂંધાઇ ગયો. સાડીના પાલવ વતી આંસુભરી આંખો દાબી તે ચૂપ થઇ ગઇ.

" પ્રભાબ્હેન પાછી આવી છે ! " ચંદુએ સસ્મિત પ્રભા સામે આંગળી ચીંધી.

પ્રભા અત્યાર સુધી મુંગી ઉભી રહીનેજ આ ભગીનીભેટનું અકલ્પિત દૃશ્ય જોઇ રહી હતી.

લલીતાએ હરિલાલ પાસેથી બધી વાત સાંભળી હોવાથી હસીને તેણે પ્રભા સામે હાથ જોડી કહ્યું : "હા ભાઇ, એજ તારી સાચી બ્હેન છે! એનીજ કૃપાથી આ બધું સુખ તું પામ્યો છે. બાકી અમે તો........ લેણા દેવીના સંબંધ છેને ? "

પ્રભાએ આટલા વખત પછી આજેજ જાણ્યું કે ચંદુની મૃતભગીનીનું નામ પણ પ્રભા હતું ! આશ્ચર્ય,

સંતોષ અને ઉદ્વેગના એકત્ર ભાવથી દબાયલા મને તેણે સહેજે કળી શકાય એવા કૃત્રિમ હાસ્યથી લલીતાનું સ્વાગત કરતાં માત્ર એટલુંજ કહ્યું: "હવે ઉપર ચાલો બ્હેન."

દરમ્યાનમાં ગાડીવાળો બધો સામાન નીચે ઉતારી લલીતા પાસે આવી બોલ્યો: "બરાબર પહોંચી ગયાંને બ્હેન? હું હવે જાઉં?"

"હા ભાઇ તું જા." કહી નાની છોકરીને કેડમાં લઇ લલીતા પ્રભાની પાછળ ચાલી. મોટાં છોકરાં મુગાં મુંગાં અજાણ્યા સ્થાન અને માણસોનું બારીક નિરીક્ષણ કરી રહયાં હતાં તે પણ પાછળ પાછળ ચાલ્યાં.

દાદર ચડતાં ચડતાં ચંદુએ પ્રશ્ન કર્યો; "આટલાં વહેલાં કઇ ગાડીમાં આવ્યાં બ્હેન? હું તો હજી સ્ટેશને આવવાનો વિચાર જ કરી રહયો હતો."

"હું તો રાતની ગાડીમાં આવી છું ભાઇ, અમારા ગામની દીકરી અહીંના સ્ટેશન માસ્તરના ઘરમાં છે. એ અહીં આવવાનાં હતાં એટલે સારો સાથ જોઇને હું પણ રાતની ગાડીમાં એમની સાથે આવી. માસ્તર પ્રભા બ્હેનના વરને ઓળખે છે. તમને ધક્કો ન થાય એટલા માટે એક જાણીતા ગાડીવાળા સાથે અમને અત્યારમાં મોકલી દીધાં."

# તાઝગી

ટીરોઝ સાબુ ચામડીને સ્વચ્છ કરે છે અને તેનો તાઝગી આપતો દીલખુશ પમરાટ વાતાવરણને ખુશબોહાર બનાવે છે. દરરોજ ટીરોઝ સાબુ વાપરવાથી કુદરતી રીતેજ તમારી ચામડી ખુબસુરત બને છે. આજથીજ બોસ્ફા ટીરોઝ સાબુ વાપરવો શરૂ કરો, એક યા બે અઠવાડીયામાં તમારી ચામડી ઘણીજ મુલાયમ અને ખુબસુરત જણાશે. તમારો ચહેરો સુંદર અને યુવાન દેખાશે.




આવો ઉમદા સાબુ આટલી ઓછી કીંમતે બીજે મળશે નહિ.

**ટીરોઝ હેર ઓઇલ** વાળ વધારી તેને સુંદર ને સુંવાળા રાખે છે.




**TEAROSE SOAP**
**AND HAIR OIL**

**BOMBAY SOAP FACTORY,**
**BOMBAY 3.**

બોસ્ફાના નહાવા તથા ધોવાના સાબુઓ, ફેસ પાવડરો, પરફ્યુમરી, હેર ઓઈલ્સ ઇત્યાદીનું સચિત્ર કેટલોગ મફત મંગાવો.

## બોમ્બે સોપ ફેકટરી મુંબઇ ૩.

હિંદના અગેવાન પરફ્યુમરી તથા સાબુ બનાવનારાઓ.

ઉપર આવી કંઈક બોલવાના હેતુથી પ્રભાએ પૂછ્યું: " સૌ સારાં તો છે ને બ્હેન ?"

" હાં બ્હેન. " લલીતા પ્રભાને ટુંકો ઉત્તર આપી ચંદુ તરફ જોઈ બોલી : "તમે તો કોઈ દિવસ કાગળે ય લખતા નથી ભાઈ !"

ચંદુએ એ પ્રશ્નનો કશો જ ઉત્તર આપ્યો નહિ પણ પ્રભા જરા હસીને બોલી : "અરે એ તો બહુ જ આળસુ છે બ્હેન! દિવસભર સીગારેટ તાણ્યા કરે છે. પણ કોઈને કાગળ લખવાનું કહું તો કહેશે 'મને વખત નથી."

લલીતા ચૂપચાપ ચંદુ સામે જોઇ રહી.

પ્રભાએ એક બીજી ફરીયાદ રજુ કરી: "સૌ સગાંનો સગો છે પણ કોઈને પુરાં ઓળખતો ય નહિ હોય, હું તો ઘણું કહું પણ માને કોણ ? પૂછો એને !"

લલીતા ચંદુ સામે જોઇ ઠપકાની ઢબે બોલી : "તમે તો હજી એવા ને એવા જ આળસુ રહયા ભાઈ !"

"તેથી જ તો જરાક સુખી છું !" ચંદુએ માર્મિક હાસ્યે ઉત્તર આપ્યો.

પ્રભાને લાગ્યું કે ચંદુ લાગણીવશ બની વાતને વેતરી નાખશે. તેથી તે લલીતાનો હાથ પકડી બોલી : "ચાલો બ્હેન, ન્હાવા ધોવાનું કરો. એ તો એવો જ રહેવાનો." કહી તે લલીતાનો હાથ પકડી અંદર ખેંચી ગઇ.

બે–ચાર દિવસમાં તો ચંદુનું ઘર મહેમાનોથી ભરાઇ ગયું. સારે નસીબે બીજો માળ ખાલી પડ્યો હોવાથી ચંદુએ તે પણ ભાડે રાખી લીધો હતો. એટલે વધુ સંકડામણ જણાઈ નહિ. પણ હમણાં ચંદુ દુકાને બહુ ઓછો જઈ શકતો. તેનો આખો દિવસ લગભગ છોકરાંઓની સારવારમાં જ જતો. બ્હેનનાં, ભાઇના, મામાનાં, માસીનાં બધાં જ નાનાં મોટાં બાળકો ગમે ત્યારે ચંદુની તહેનાતમાં હોય જ.

હમણાં જ એ બપોરનું ભોજન લઇ સીગારેટ સળગાવી આરામખુરસીમાં પડ્યો હતો, આંખમાં ઉંઘ હતી પણ સીગારેટ પુરી કરવા પુરતી જ એ ઉંઘને ખાળી રહ્યો હતો; એટલામાં જયાબ્હેનની ઉમા નાજુક પગના પટાકા બોલાવતી દાખલ થઈ બોલી: “મામા ! તમે મોઢેથી સીગરેટ પીઓ છો તો ય નાકમાંથી ધુમાડા કેમ નીકળે છે ?”

“ મને એના મંતર આવડે છે !”

ઉમા નીચલો હોઠ મોટો કરી અંગુઠો બતાવી લટકો કરી બોલી : “છે મંતર ! મારા કાકા પણ કાઢે છે !”

“ પણ તારા કાકા એ મંતર મારી પાસેથી જ શિખ્યા છે !”

“ ત્યારે તમને બધા મંતર આવડે છે ?” ઉમા પોતાના આ અજ્ઞાનથી શરમાઈ ચકીત થઇ બોલી.

“ હાસ્તો.”

"ત્યારે બીજા ક્યા મંતર આવડે છે તે કહો."

"કહું ?"

"હા. કહો."

"એ....મને જો....મને છે ને તે....મને લોટમાંથી લાડુ બનાવવાના મંતર આવડે છે !" કહી સીગારેટ ફેંકી દઇ ઉમાને ઉપાડી છાતી સરસી ચાંપી એક બચી લઇ બોલ્યો : "બોલ બનાવી દઉં ?"

ઉમા જોર કરીને હાથમાંથી છૂટી દૂર ઉભી રહી આશ્ચર્યથી બોલી: "સાચ્ચું ?"

"સાચું નહિ તો ! પૂછી આવ તારી બાને. તેને પણ ખબર છે."

"પુછી આવું છું જુઓ ત્યારે." કહીને ઉમા મામાની આ મહાશક્તિની ખાત્રી કરવા માતા પાસે દોડી ગઈ.

ચંદુનું લક્ષ ન્હોતું પણ પ્રભા અત્યાર સુધી બારણાંની વચમાં ઉભી રહીને આ પ્રકાર જોઇ રહી હતી. તે જરા નજીક આવી ખિન્ન સ્વરે બોલી. "ચંદુ ! ઝવેરીને ત્યાં ક્યારે જઇશ? જરા જઈ આવતો ભાઇ, જાને !"

ચંદુ પગ લાંબા કરી આળસ મરડી બોલ્યો: "ઉંઘ આવે છે બ્હેન !"

આ સાંભળી પ્રભા ક્રોધીત બની થોડી પળ ચંદુ સામે જોઇ રહી, પછી ક્રોધમાં જ એ "સૂઇ જા." કહીને પગ પછાડતી પાછી ફરી

ચંદુ શાંતિથી "તમારો ઉપકાર બ્હેન" કહીને ઉભો થઇ બારણું બંધ કરવા જતો હતો એટલામાં પ્રભા પાછી ફરી મોટેથી બોલી : "મારા ઉપકારનો બદલો વાળવા જ બધાં ભેગાં થઇને મને ખાઇ જવા બેઠાં છો ! ગામ આખાનાં છોકરાં ભેગાં કરીને રમાડતી વખતે તને ઉંઘ નથી આવતી ખરૂં ? હમણાં જો કોઇ કહે કે, "મામા મને ફુગ્ગો જોઇએ છે" તો તરત જ ભાઈ 'લાવું છું દીકરી, લાવું છું દીકરા, કહીને ઉઘાડે પગે દોડ્યા જાય, પણ અહીં તો બ્હેન કામ ચીંધે છે ! એની પરવા કોને છે ? બ્હેનનો હિસાબેય શો છે ? કેમ જાણે બ્હેનના......."
એ આગળ બોલી નહિ. દાદર પર કોઇના પગનો અવાજ સાંભળી ચુપ થઈ ગઇ.

ચંદુએ ચુપચુપ ઉભા થઇ આગળ આવી જોયું તો દાદર પર બે-ત્રણ લાલ-લીલાં માથાં દેખાયાં. ગઇ કાલથી ચાલતી પોતાનાં અને પારકાંની ચર્ચા જ આ ક્રોધનું કારણ છે એ સમજી જઈ ચંદુ વધુ ન બોલતાં "ચાલો પહેલાં જઈ આવું. પછી જરા ઉંઘ કરીશ." કહીને તે અંદર ચાલ્યો ગયો.

પ્રભા ક્રોધભરી આંખોના પાણી સાફ કરી ધમધમ કરતી દાદર ઉતરી ગઇ.

દાદરે પર ઉભેલી ત્રણ જણીઓમાંથી જયા ને સવિતા તો પ્રભા ચુપ થઇ ગઇ કે તરત જ આસ્તેથી નીચે ઉતરી ને છટકી ગઇ હતી. માત્ર લલીતા જ કંઇક વધુ

સાંભળવાની આશાએ ઉભી હતી. તે છટકી શકી નહિ, પણ પ્રભાએ તેના તરફ લક્ષ પણ આપ્યું નહિ.

પ્રભાના દાદર ઉતરી જવા પછી લલીતાએ ઉપર આવી જોયું તો અંદરના ઓરડામાં ચંદુ ઉતરેલે મ્હોંયે કપડાં પહેરી રહ્યો હતો. લલીતા પાસે આવીને લાગણીભર્યા સ્વરે બોલી : "જાવ, ભાઈ જઈ આવો નહિતો એનું પુરૂ નહિ પડે. આખા ઘરમાં ધણી થઈને ફરે છે. આપણે એમ કે કોણ બોલે, નહિતો હમણાં બે દિવસ તારે આરામ કરવાનું ટાણું છે...."

"અરે જો મારૂં ચાલે તો હું લાડાને બારણેય ન જવા દઉં ! કોઈની નજર કેવી હોય ને કોઈની નજર કેવી હોય, સારા કામમાં સો વિઘન આવે." કોણ જાણે ક્યાંથી સવિતાએ એકાએક ઉપસ્થિત થઇ પોતાની લાગણીનો ઉભરો રજુ કર્યો.

લલીતાએ આ સહકારથી ઉત્સાહમાં આવી કહ્યું : "અરે બૈન, પણ ચંદુભાઈ કંઈ નાનું છોકરૂં છે ? આવડા મોટા માણસને ઘર વચ્ચે નાના છોકરાની જેમ ધમકાવવો એ કાંઈ સારૂં કહેવાય? બીજું કોઇ હોય તો...."

અત્યાર સુધી આ રસભર્યો વાર્તાલાપ ચંદુ ગુપચુપ સાંભળી રહ્યા હતો તે વચમાં બોલ્યો: "બીજું કોઇ ક્યે મ્હોંયે બોલે? જે કરે છે તે જ કહી શકે છે !" એટલું કહેતાં કહેતાં ટોપી માથે મૂકી તે બહાર નીકળી ગયો.

આ અચાનક પડેલા ઘાથી બંને બ્હેનો થીજી જ ગઈ. અને પછી મન મનાવવા બંને જણીઓએ આંખો મીંચીને ઈશારાથી એવી વાત કરી કે "ચંદુને પણ એટલું જ જોઈએ છે. થવા દો. આપણે શું?"

જે દિવસે મંડપારોપણ થયું તે જ દિવસે પેલો ગુંચવણભર્યો પ્રશ્ન ફરી ઉપસ્થિત થયો કે "વરમા કોણે થવું?"

બપોરે ચારેક વાગ્યે પુરૂષવર્ગ ચહા પી ફરવા ઉપડી ગયો હતો, માત્ર વરરાજા પહેલે માળે દિવાનખાનામાં દુકાનના ચોપડા તપાસી રહ્યા હતા. પ્રભા ઉતાવળી ત્યાં આવીને બોલી: "ચંદુ! મારે તને એક વાત કહેવી છે!"

ચંદુ ચોપડામાંથી માથું ઉંચું કરી થોડી વાર અંદરના ઓરડા તરફ જોઈ રહ્યો. પછી બ્હેન સામે જોઈ બોલ્યો :

"જાણું છું તમે મને શી શિખામણ આપવા આવ્યાં છો તે!"

"તો તું હવે વચમાં જરા ય બોલીશ નહિ ભાઈ, એને પણ બીચારીને ઘણી હોંશ છે. પોતાનાં હોય તેને આવે વખતે તો લાગી આવેજ ને?"

"પોતાનાં કોણ છે એ હું બધા કરતાં—અરે તમારાં કરતાં પણ—વધારે સારી રીતે જાણું છું!" ચંદુ જરા ઉચ્ચ સ્વરે બોલીને અંદરના ઓરડા તરફ જોઈ રહ્યો.

"ત્યારે તું કોઇનું નહિ માને એમજને ?" પ્રભા કંટાળીને બોલી.

"ના, બીજું બધું માનીશ. પણ વરમા તમારા સિવાય બીજું કોઈ થાય એ મને નહિ પરવડે." ચંદુએ મકકમપણે ઉત્તર આપ્યો.

"તારી મરજી !" કહી પ્રભા પાછી ફરતી હતી એટલામાં લલીતા અંદરથી આવી બોલી : "શી વાત છે બ્હેન ?"

"કંઈ નહિ રે ! આ ભાઇને તો પ્રત્યેક વાતમાં લાડ કરવાં છે. પણ બધું રીતમાં સારૂં લાગે !"

"પણ છે શું ?" લલીતાએ ભાઇ બ્હેન તરફ એક અર્થપૂર્ણ નજર ફેરવી આશ્ચર્યથી પૂછ્યું.

ચંદુ જાણતો જ હતો કે લલીતા અંદરના ઓરડામાં હોવાથી તેણે આ બધું સાંભળ્યું હોવું જોઇએ. તેથી તે બોલ્યો : "બ્હેન મને કહેવા આવ્યાં છે કે વરમા તમે થશો; પોતે થઈ શકશે નહિ. હું કહું છું જેણે મને આજ સુધી દીકરાની પેઠે સાચવ્યો છે એને જ એ અધિકાર છે. એથી બીજા કોઇએ માઠું લગાડવું જોઇએ નહિ."

લલીતાએ આ સાંભળી ઉતરેલે મ્હોંયે પ્રભા સામે જોઈ હસીને કહ્યું: "ખરી વાત છે બ્હેન, તમે આજ સુધી તેની સેવા કરી છે, તેને પણ હોંશ છે. તો તમને

શો વાંધો છે ?” પછી થોડી વાર વિચાર કરી બોલી : “બહુ વહેવારૂ માણસોને કદાચ નવાઇ લાગશે પણ હવે એવા વહેવારમાં કોણ માને છે ?”

પ્રભા છણકો કરીને બોલી : “બધાં માને છે. એક આ ભાઇ નથી માનતા !”

“ ધણીને સુજે ઢાંકણીમાં !” કહીને લલીતા મ્હોં ચડાવી અંદર જતી રહી.

પ્રભા પણ વધુ ચર્ચા ન કરતાં નીચે ઉતરી ગઈ.

અંતે વરરાજાની આજ્ઞાને કે આગ્રહને વશ થઇને પ્રભાને જ એ માનનીય પદ ગ્રહણ કરવું પડયું.

અને લોકો ધારતાં હતાં તેથી યે વધુ ઉત્સાહ અને ધામધૂમથી ભાઇને પરણાવી ને ભાભી લઇ આવી.



## ૬

જ્યારે ચંદુ ઓરડામાં આવ્યો ત્યારે નવવધુ પલંગના એક ખુણા પર વિચારમગ્ન બેઠી હતી. બારણું બંધ થવાનો અવાજ સાંભળી તે સફાળી ઉભી થઇ ગઇ. પરંતુ સ્વામીને જોતાં જ તેણે શરમથી આંખો નીચી ઢાળી નીચું ઓઢી લીધું.

ચંદુએ સીગારેટનો ડબો ટીપોઇ પર મૂકી પલંગ પર બેસતાં કહ્યું: “બેસ, પલંગ પર બેસ.”

રજની બેઠી નહિ, તે પુર્વવત્ ઉભી જ રહી.

“શરમાય છે?”

નવોઢાના મૂખપર નિરવ હાસ્ય ફરક્યું. નિચાં નયનો રાખીને તે ઉભી જ રહી.

ચંદુએ કોટ ઉતારી રજની સામે ધરી કહ્યું: "આ ખીંટીએ મૂકી દે. થોડું પાણી આપજે. ડબ્બામાંથી એક સીગારેટ કાઢી આપ અને માચીસ જો મારા ખીસ્સામાં જ હશે."

પતિની આજ્ઞાનું પાલન કરવામાં નવવધુએ વિલંબ કર્યો નહિ, કોટ મૂકી પાણી આપ્યું. પછી ડબ્બામાંથી એક સીગારેટ કાઢી કોટનાં બધાં ખીસ્સાં તપાસી વળી પરંતુ માચીસ ન મળી ત્યારે સંકોચાતી તે પાછી આવી અને ચંદુના હાથમાં સીગારેટ આપી નીચું જોઇ ધીમેથી બોલી : "નથી."

પ્રિયતમાનો પ્રથમ વખતે જ કંઠસ્વર સાંભળી, સમજ્યા છતાં ય ચંદુએ હસીને પૂછ્યું : "શું નથી ?"

"માચીસ !" રજનીએ નીચું જોઇ શરમાઇને એક હાથે આંગળીઓ ફેરવતાં ધીમેથી જ ઉત્તર આપ્યો.

"અરે હા. હું ભૂલ્યો, મારા ડબ્બામાં જ માચીસ છે." કહી ચંદુએ ખીસ્સામાંથી કાંડીની પેટી કાઢી, પગ લાંબા કરી આડે પડખે પડતાં કહ્યું : બેસ, બેસ."

રજની ધ્રૂજતા હાથે પતિના પગને સ્પર્શ કરી પલંગને ટેકો દઇ ઉભી રહી.

"ઉપર બેસને !"

રજનીએ ધીમેથી પલંગપર બેસી સ્વામીના પગ દબાવવાનો યત્ન કર્યો.

"દાબવા છે ?" કહી ચંદુએ પગને જરા વધુ લંબાવ્યા. રજની નીચું જોઈને જ પગ દાબવા લાગી.

"અહીં આવતી વખતે બ્હેનને પ્રણામ કરી આવી હતી કે ?" ચંદુએ સીગારેટ સળગાવી પ્રશ્ન કર્યો.

માથું નમાવીને જ રજનીએ હા કહી.

"રજની !" ચંદુએ પત્નિ સામે જોઈ કહ્યું : "તું મારી સહચરી છે. અરસપરસ સાથે જીંદગી વિતાવવા બંધાઈ ચૂક્યાં છીએ, છતાં કેટલો સંકોચ છે? પરંતુ એ દિવસ મને યાદ આવે છે કે જે દિવસે હું કંગાળ હતો, દર્દથી પીડાતો અપંગાવસ્થામાં હતો ત્યારે પહેલી જ નજરે, પ્રથમ પરિચયે જ બ્હેને મને ભાઈ કહ્યો અને એ જ પળે એણે પોતાના ઘરમાં સ્થાન આપી! મારી સેવા કરી. સંકોચ નહિ, અવિશ્વાસ નહિ, એવો અનુપમ માનવપ્રેમ કુટુંબીઓ કેમ નહિ રાખી શકતાં હોય ? "

રજની એ સાંભળી રહી, ઉંચું જોઈ પતિ સામે દ્રષ્ટિ કરી પણ ઉત્તર આપી શકી નહિ.

" તેનું કારણ હું જાણું છું ! આપણા પ્રેમમાં સ્વાર્થ છે. નિસ્વાર્થ પ્રેમ જ સ્થળ કાળના ભેદ વગર વિના સંકોચે પ્રગટ થઈ શકે છે. આવી કુટુંબભાવના ધરાવનારી વ્યકિત દેવ છે, એટલે જ હું તો બ્હેનને દેવી માનું છું. તેં એને પ્રણામ કર્યાં એના આશિર્વાદ

લીધા તેથી હવે આપણા સુખી જીવન માટે કશી જ શંકા નથી, "હૃદયનો ઉભરો કાઢીને ચંદુ સહચરી સામે ઉત્તરની અપેક્ષાએ જોઇ રહ્યો.

રજનીએ મ્હોં ઉંચું કર્યું. માથા પરથી સાડી નીચે સરી ગઇ. તાજી વેણી જોતાં જ ચંદુ આશ્ચર્યથી બોલી ઉઠયો : "અરે, આ તાજી વેણી ક્યાંથી લાવી ? આજે જ !"

પુલકિત વંદને પણ શરમાતાં રજનીએ ઉત્તર આપ્યો : "બ્હેને બાંધી આપી છે !"

"ઓહો ! ત્યારે તો તને શણગારીને મોકલી છે ખરૂં ?" ચંદુએ હસીને બેઠા થઇ પૂછ્યું : "થોડી ઘણી શિખામણ પણ આપી હશે ?"

"ના,....હા," રજની સસ્મિત સંકોચાતાં બોલી : "પ્રણામ કરીને અહીં આવતી હતી ત્યારે બ્હેને મને પાસે બેસાડી અને કહ્યું હતું...."

"શું કહ્યું હતું ?"

"કહ્યું હતુ કે જો રજની ! પ્રત્યેક નવવધુના હૈયામાં શા શા કોડ ભર્યા હોય છે એ હું સ્ત્રી થઇને ન સમજું એમ બને જ નહિ. આજનો પ્રથમ પરિચય એ અનેક અભિલાષાઓની સફળતા–અસફળતાનો પાયો ચણશે ! લગ્નજીવનમાં આદિથી અંત સુધી સ્ત્રીની સહુથી વધુ પ્રબળ ઇચ્છા પતિને વશ રાખવાની હોય

છે. વશ કરવાનો અર્થ તું ગમે તે સમજ. પરંતુ જેમ ભગવાનને વશ કરવા નિષ્કામભક્તિ જેવો કોઇ ઉત્તમ ઇલાજ નથી. તેમ જ પતિને કે જેને આપણે દેવ માનીએ છીએ તેને વશ કરવાનો પણ-પોતાની પવિત્ર ફરજ સમજીને-સેવા (ભક્તિ) કરવા જેવો બીજો કોઇ માર્ગ નથી. આને જ કહે છે વશીકરણ. જા. મા, પતીનો પ્રેમ સંપાદન કરીને સુખી થા."

"બીજું કંઈ?" ચંદુએ હર્ષાવેશમાં બેઠા થઈ પત્નિને ગળે હાથ ભેરવી પૂછ્યું.

"ના, પણ ત્યાર પછી એક માણસ ડબો મૂકી ગયો છે, તેણે એમ કહ્યું હતું કે "બ્હેને મોકલાવ્યો છે!"

"ક્યાં છે એ ડબો ?" અધિરાઇથી ચંદુએ રજનીના ખભાપરથી હાથ ઉઠાવી પૂછ્યું. અને પોતે જ ઉભો થઇ ડબાની શોધ કરવા લાગ્યો.

રજનીએ પલંગપરથી નીચે ઉતરી "અહીં જ છે" કહી પલંગ નીચેથી એક મોટો ડબો લીધો. ચંદુએ તેના હાથમાંથી લઈ, ટીપોય પર મૂકી ખોલ્યો તો તેમાં લીલો તથા સુકો મેવો, મીઠાઇ અને એક થરમોસ હતાં. ચંદુ આ જોઇ હસીને બોલ્યો: "હવે સમજ્યો. આટલા માટે જ બ્હેને આજે મને દુધ પાઇને પાછો કાઢયો, જમવા દીધું નહિ ! કેટલું પ્રેમાળ હ્રદય છે? આપણા પરિચયને સરળ બનાવવાની યે બ્હેનને કાળજી ! બ્હેન

એમ માને છે કે એક ભાણે ભોજન કરવાથી સંકોચ ઓછો થઈ જાય છે એથી જ આ બધું મોકલ્યું હશે."

"મને પણ જમવાની ના કહી, કહ્યું કે "બપોરે જ ખાધું છે એટલે અત્યારે દુધ પી લે." રજની ધીમેથી, શરમાઈને પણ પતિ સામે જોઇ બોલી.

ચંદુએ ડબ્બો નીચે મૂકીને તેમાંની બધી ચીજો ટીપોયપર ગોઠવતાં કહ્યું: "ચાલ, ત્યારે બ્હેનના આ પ્રેમભર્યા પ્રસાદને પ્રેમથી જ આરોગીએ."

બંને જણા બાજુબાજુમાં બ્હેનના પ્રેમભર્યા પ્રસાદને ન્યાય આપવા ખુરસી પર બેસી ગયાં. ચંદુએ બદામની પુરી ઉપાડી મ્હોંમાં મૂકતાં કહ્યું: "હે ગણેશ પરમેશ્વર મારી બ્હેનનું હેત સદાય આવું જ રાખજે!"

રજની ચૂપચાપ નીચું જોઈને લીલી દ્રાક્ષના દાણા છૂટા પાડી રહી હતી, આઠ દસ દાણા છૂટા પાડી તેમાંથી થોડા દાણા હાથમાં લઇ પતિના મુખ સુધી લઇ જઈ બોલી : "લો"

ચંદુએ "લાવો" કહી મ્હોં ફાડી બધા દાણા લઇ લીધા. ને પછી પોતે પણ બદામની પુરીનો એક ટુકડો પ્રિયતમાના મુખમાં સેરવી દીધો. બંને જણના મ્હોં પર આનંદ રેખાઓ પ્રગટી ને પછી હસી પડ્યાં.

"રજની! મારે તને કંઈક પૂછવું છે!" એકાએક પત્નિ સામે જોઇ ચંદુ બોલ્યો.

નવવધુ આશ્ચર્યથી સશંક દ્રષ્ટિએ પતિ સામે જોઇ બોલી : "શું ?"

"તારાં બા વગેરેનો બ્હેન માટે શો અભિપ્રાય છે ?"

રજનીએ ક્ષોભથી કુંઠીત થઇ ગયેલા કંઠે ઉત્તર આપ્યો. " એ શું કહે ?"

"એમ નહિ, પણ આ ઘરની કોઇ વાત તો ત્યાં થતી જ હશે ને?"

"ના. મારી બા, બ્હેનને માટે કંઇ જ બોલે નહિ."

"બીજું કોઇ ?"

" હરિલાલભાઇ મારી બાને કહેતા હતા કે : આ પરજ્ઞાતીની બાઈ તમારા જમાઇને ફોલી ખાય છે. રજનીને સમજાવજો કે જઇને તરત બધું પોતાના હાથમાં લઇ લે." માતાના બચાવ અર્થે જ રજનીથી અનિચ્છાએ પણ ખરી વાત બોલાઇ ગઈ.

" બદમાશ !" ચંદુ ક્રોધથી બોલી ઉઠ્યો.

ભયભીત બનીને રજની પતિ સામે જોઈ રહી.

" બીજું કંઈ કહેતો હતો ?"

" ના, ના, બીજું કંઇ બોલ્યો નથી."

" એમ બને જ નહિ, એ એટલેથી અટકી જાય એવો નથી ! લલીતા અને એ; બંને તારી બા પાસે જ બેસી રહેતાં. બીજી કંઇ વાતો તો જરૂર થઇ હોવી

જોઇએ. કુટુંબીઓ છે ને ? મારાપણાની માયા કંઇ એટલામાં જ છોડી શકાય ? લલીતા શું કહેતી હતી ?"

"કોઈ ગમે તે કહે, આપણે શા માટે એનું સાંભળવું જોઇએ ?" ભયભીત બનેલી નવવધુએ વાત ટાળવા યત્ન કર્યો.

"કોઇ કોઇનું માનતું નથી, પરંતુ તેણે શું કહ્યું હતું એ તો જાણું !"

"એ તો ઘણું કહેતાં હતાં." ભોળી રજનીથી પતિનું વ્હાલ મેળવી લેવાનો મોકો જતો કરી શકાયો નહિં.

"શું ઘણું કહેતી હતી ?"

"કે આટલું હેત રાખવામાં કંઇ કારણ હોવું જોઇએ. અમારે ય સગો ભાઇ છે. પણ આટલો દંભ કરતાં અમને આવડતું નથી. રજની જો સમજીને કામ નહિ લે તો..........."

રજની આગળ બોલતાં અટકી ગઇ. પોતાના સંસાર સુખના બારામાં આ પ્રથમ રાત્રિએ જ તે અપશુકનિયાળ શબ્દો બોલતાં અચકાઇ.

"તો ?" તો શું થશે એ સાંભળવા ચંદુએ જીજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો.

"તો હું દુઃખી થઇશ. એમ કહેતા હતા." અનિચ્છા છતાં ય રજનીથી ગદગદ કંઠે બોલાઇ ગયું.

"હું...." કહી ચંદુ ક્રોધભર્યો બેસી રહ્યો. લલીતા બારોબાર એને ઘેર જતી ન રહી હોત તો ચંદુ જરૂર આજે તેને કંઇક કહેત. થોડીવાર તે એમને એમજ બેસી રહ્યો પછી એકાએક મૌનભંગ કરી કહ્યું : "કારણ તો છે જ, રજની! આ સૌભાગ્યજીવનની એ વિધાતા છે!"

રજની કંઇ જ બોલી નહિ. ચંદુ ફરી બોલ્યો: "બીજાંઓ શા માટે આટલી પંચાત કરતાં હશે એ જ સમજાતું નથી."

રજનીએ ધીમેથી ઉત્તર આપ્યો : "પોતાનાં છે એટલે કદાચ બોલે!"

ચંદુએ હાસ્યનો એક હુંકારો કરી કહ્યું: "એ પોતાનાં છે! સગાં છે! કોણે કહ્યું એ પોતાનાં છે? માત્ર અમુક જગ્યાએ જન્મ ધારણ કરવાથી જ પોતાનાં કે પારકાં થઇ જવાતું નથી! એ સંબંધ તો પોતાનાં થવાની એક સગવડતા જ છે! પછી તો થતાં આવડવું જોઇએ!"

રજની આ સાંભળીને પણ ચુપચાપ જ બેસી રહી.

"તું શો વિચાર કરે છે?" ચંદુએ પત્નિને સુમસામ બેસી રહેલી જોઇ પુછ્યું.

"કંઇ નહિ."

સહચરીના કંઠમાં નિરાશાનો ભાવ જોઈ ચંદુએ પુછ્યું : "તારો આ બાબતમાં શો મત છે એ તો તેં કહ્યું નહિ !"

આ સાંભળી અત્યંત લાગણી અને સંકોચની અસહ્યતાથી નવવધુની આંખમાં પાણી ભરાઇ આવ્યાં, તે છુપાવવાનો પ્રયત્ન કરી નીચું જોઇ ગઇ.

"કેમ ચુપ થઇ ગઇ?" કહી ચંદુએ હસીને હડપચી ઝાલી પ્રિયતમાનું મુખ ઉંચું કર્યું ને તેની આંખનું પાણી નીચે ટપકી પડ્યું.

"તું શા માટે રડે છે?" પત્નિને વ્હાલથી પોતા તરફ ખેંચતાં ચંદુ બોલ્યો.

રજનીએ પતિના ખંભાપર આંખો દબાવી કંપીત કંઠે ઉત્તર આપ્યો: "મનમાં તો ઘણું છે પણ બોલી શકતી નથી. હું કોઇનુંય નહિ સાંભળું, મને તમારામાં પુરો વિશ્વાસ...." કહી તે રડી પડી.

પ્રિયતમાના કંપીત ઓષ્ટો ચુમતાં ચંદુએ કહ્યું "મને વિશ્વાસ છે રજની ! મેં જ કહ્યું છે કે બ્હેન મ્હારા સૌભાગ્યજીવનની વીધાતા છે ! એણે જ પસંદ કરેલી મારી જીવનસહચરીમાં હું અવિશ્વાસ રાખી જ કેમ શકું !" એ જ વખતે ઘડીવાળમાં બારના ડંકા પડયા. ચંદુ ઘડીયાળ સામે જોઇ બોલ્યો : "જો

ઘડીયાળ પણ સાક્ષી પુરે છે. ચાલ થરમોસમાંથી દુધ કાઢ, આપણે પી લઇએ.

દુધ પીધા પછી પતિને એલચી આપતાં રજનીએ કહયું : "તમે સુઇ જાવ, મારે નથી સુવું !"

"કેમ ?"

"હવે કદાચ ઉંઘ આવી જાય, અને વહેલું ઉઠાય નહિ તો લોકો મશ્કરી કરે !"

"લોકોના અણસમજ્યા અભિપ્રાય માટે અંતરની ઇચ્છાઓને મારી નાખવાની મૂર્ખાઇ આપણે ન પાલવે." કહી તેણે પતિને પોતા તરફ ખેંચી લીધી.

ભાભી આવ્યા પછી ઉત્સાહઘેલી પ્રભા રજની સિવાય બીજા કોઇની જરૂરીઆતો તરફ ભાગ્યે જ લક્ષ આપતી.

એક દિવસ સાંજે જમતાં જમતાં ધીરજલાલે કહ્યું: "હમણાં હમણાં દાળ-શાક કેમ બહુ ફીકકાં બને છે મહારાજ ?"

રસોયો પુરીની થાળી લઇને બારણામાં ઉભો હતો. તેણે આશાભરી નજરે પ્રભા સામે જોયું. પણ પ્રભા કંઇ બોલી નહિ, ત્યારે તેણે જ બ્હીતાં બ્હીતાં ઉત્તર આપ્યો : "નાની શેઠાણી તીખું ખાઇ શકતાં નથી !"

ધીરજલાલે દૂધનો એક ઘૂંટડો ભરી કહ્યું: "ઠીક છે. દૂધ તો ગળ્યું મળે છે !"

"એના એકના સ્વાદ માટે બધાનું ખાવાનું બગાડવું ?" ચંદુએ ક્રોધથી બોલી ને રસોયા સામે જોયું.

"એમાં તારો સ્વાદ શાનો બગડે છે ભાઇ? મરચું ઉપર લઇશ તો કંઈ મોળું નહિ લાગે!"

"પણ બીજા........" ચંદુ કહેવા જતો હતો તેને અટકાવી પ્રભા બોલી: "બીજા ને ત્રીજા બધાએ બે દિવસ એમ પણ ચલાવી લેવું જોઇએ. આ વખતે આવશે ત્યારે તીખું ખાઈને જ આવશે." બારણાની આડે–અંદરના ઓરડામાં બેઠેલી રજની તરફ જોઇ હસીને પ્રભાએ કહ્યું.

રજની શરમથી હસી નીચું જોઇ ગઈ.

"મરચાં લઇને તો નહિ આવે ને ?" ચંદુએ હસતાં હસતાં બ્હેન સામે જોઈ પૂછ્યું. ને પછી ત્રાંસી નજરે પત્નિ તરફ જોયું. રજનીએ કોઇ ન જૂએ તેમ ઈશારાથી જણાવ્યું કે "પોતાની બલા ય મરચાં નહિ લે."

પ્રભાએ પણ હસીને એવો જ ઉત્તર આપતાં કહ્યું "એની ભૂખે ય મરચાં ન લે. તુંજ લીધા કરજે! જો ને તારૂં શરીર ખડમાંકડી જેવું! અને વહુ જો મારી; મજાની ગુલાબના ફૂલ જેવી! મરચાં લે છે એની ભૂખ!" આ સાંભળી બધાં હસી પડયાં. રજનીએ બારણાની આડમાંથી અંગુઠો બતાવી કહ્યું "લ્યો, લેતા જાવ. તમારા કરતાં તો બ્હેન મને વધુ ઓળખે છે!"

નણંદ-ભોજાઈ જ્યારે જમવા બેઠાં ત્યારે રજનીએ સંકોચપૂર્વક કહ્યું: "બેન, શા માટે ફીકું રંધાવો છો? હું પણ તીખું ખાઈ શકીશ!"

"ના, મા. એક તો તું કોણ જાણે કેમ પૂરૂં પેટ ભરીને ખાતી નથી અને તેમાંયે તીખુ હોય તો ભૂખે જ મરી જાય ને?"

"બ્હેન, કાલે બપોરે હું ઘેર જમીશ નહિ. મારે જરા કામ છે!" ચંદુએ બારણાની વચમાં ઉભાં રહી સોપારી કાતરતાં કહ્યું.

રજની પતિનો અવાજ સાંભળી શરમથી માથે ઓઢી નીચું જોઈ ગઈ.

પ્રભાએ કહ્યું: "ભલે જમવા ન આવે તો જ્યાં જમવું હોય ત્યાં જમી લેજે! પણ ગાડી લઈ જઈશ નહિ."

"કેમ? ગાડીની તો ખાસ જરૂર છે, મારે બહુ ફરવાનું છે."

"તે ફર્યા કરજે. મારે વહુને સાથે લઈને બહાર બેસવા જવું છે."

"તો તમે ટેક્સી કરી લેજો." ચંદુએ કહ્યું.

"મારૂં તો ઠીક પણ" રજની સામે આંગળી ચીંધી હસીને પ્રભાએ કહ્યું: "આ તો ઘરની રાણી છે, એની બલા ય ભાડાની ગાડીમાં નહિ બેસે! તું જ ટેક્સી કરી લેજે!"

ચંદુએ કબુલાતનો અભિનય કરી કાન ઝાલી કહ્યું : "અરે હા, રાણીને તો હું ભુલી જ ગયો! રાજા, વાજાં ને વાંદરા તો પારકા હાથે જ નાચવા સરજાયાં છે!"

"હું........" કહી પ્રભાએ મ્હોં મલકાવી રજની સામે જોયું. ચંદુ ચાલ્યો ગયો.

બીજે દિવસે ચારેક વાગ્યે ચંદુ થાક્યો પાક્યો ઘેર આવ્યો. જોયું તો બધું સુમસામ હતું. માત્ર રસોયો બહારના દિવાનખાનામાં, દુધી, શકરીયાં, બટાટા, કાજુ, કીસમીસ વગેરેનું પ્રદર્શન ભરીને કોપરૂં છીણી રહ્યો હતો. શેઠને જોતાં જ તે જરા અદબથી બેસી જોરથી કોપરૂં છીણવા લાગ્યો.

"કેમ કોઇ નથી?" ચંદુએ મહારાજને પ્રશ્ન કર્યો.

"જી, ના. રતની બાઇ સાથે બહાર ગઇ છે. રાધુ નાની શેઠાણી માટે વેણી લેવા ગયો છે."

"અને તમે આ બધું લઇને શું કરવાના છો આજે?"

"જી, નાની શેઠાણીને ગુરૂવાર છે એટલે બ્હેને કહ્યું છે કે જરા દુધીનો હલવો ને બટાટાનો ચેવડો કરજે, થોડો શકરીઆંનો શીરો પણ કરવા કહ્યું છે!"

"અને અમારે માટે?"

"બ્હેન કહે કે આમાંથી બધાં થોડું થોડું લેશે અને દુધ, પુરીને બટાટાનું શાક........"

"ઠીક છે, ચાલશે. નાની શેઠાણીની સેવામાં બરાબર ઉભા રહેજો. શું નસિબ છે તમારી નાની શેઠાણીનાં ! બ્હેન; તો નાની શેઠાણીની સેવામાં, રાધુ; તો તે પણ એની જ સેવામાં, રતની; તો નાની શેઠાણી સાથે ફરવા ગઈ છે. મોટર; નાની શેઠાણીને ફેરવવા ગઈ છે, રસોયો; તો નાની શેઠાણીનું ફરાળ બનાવવામાં રોકાયો છે. અજબ સાહ્યબી છે તમારી નાની શેઠાણીની !"

રસોયો છુપું હાસ્ય કરીને સાંભળી રહ્યો, પણ પ્રભાએ દાદર ચડતાં ચડતાં ઉત્તર આપ્યો.

"નાની શેઠાણીની સાહ્યબી જોઈને તું કેમ બળે છે ભાઈ ! એ પણ આ વૈભવની અરધી ભાગીદાર થઈને આવી છે. તારે પણ એટલી સાહ્યબી ભોગવવી હોય તો એને રાજી રાખજે, સમજ્યો ? ખબર નથી: જ્યાં જ્યાં સ્ત્રીઓ પૂજાય છે ત્યાં ત્યાં દેવતાઓ આવીને વસે છે."

"એ તો જેવી સ્ત્રી." ચંદુએ હસીને ઉત્તર આપ્યો. "ક્યાંક દેવતા આવીને વસે અને ક્યાંક દેવતા લાગે પણ ખરો."

આ સાંભળી બધાં હસી પડયાં.

થોડા દિવસ આવી રીતે નણંદ અને પતિના પ્રેમાનંદ ભર્યા અનેક પ્રસંગોના અનુભવનો સ્મરણપટ પર સંચય કરી, તેડવા આવેલા ભાઈની સાથે રજની પિયર ચાલી ગઈ.

રજની માત્ર બાવીસ જ દિવસ રહીને પિયર ચાલી ગઈ. પરંતુ એટલા દિવસમાં તો એ એવડો મોટો છતિહાસ મૂકી ગઇ હતી કે આજ છ છ મહિના થયાં પ્રભા કોઇ પણ પ્રસંગને અનુકૂળ રજનીનો એકાદ દાખલો તો જરૂર આપી શકતી.

અને જો કયારેક એ ભુલી જતી તો તરત જ ચંદુ બ્હેનને તેની યાદ દેવરાવી કહેતો: "કેમ બ્હેન, તમારી પેલી લક્ષ્મી, અન્નપૂર્ણા, સાવિત્રી, સીતા, સુપનેખા વગેરેના અસ્થિથી ઘડાયલી દેવીનું કોઇ દ્રષ્ટાંત આ વાતને અનુરૂપ નથી કે શું?"

પ્રભા તરત જ હસીને ઉત્તર આપતી "સુપનેખા હોય એની દુશ્મન, ચંદુ તું ભલે એની મશ્કરી કરે પણ તારી ન્યાતમાં તો રજની જેવું બીજું રતન નહિ સાંપડે!"

ચંદુ અપ્રગટ ઉમંગથી ફુલાઇને કહેતો "અરે બ્હેન, એવું રતન તો ન ભૂતો ન ભવિષ્યતિ"

એક દિવસ ચંદુ જમીને દુકાને જતો હતો, દરવાજામાં ઉભાં રહીને જ પ્રભાએ કહયું: "તેં તારી સાસુને કાગળ લખ્યો ભાઇ? હવે તો વહુને તેડાવી લઇએ તો ઠીક, મારા એકલાંથી આ બધો ઘસડબોરો નથી થતો."

ચંદુથી આ નોકર-ચાકરવાળા ઘરનો ઘસડબોરો અજાણ્યો નહોતો તેમ એ ઘસડબોરો ઓછો કરી નાખવાની મહત્વાકાંક્ષા પણ ઓછી નહોતી. તેથી

તે પાછો વળી હેન્ડલોચ બાંધતાં બાંધતાં નીચું જોઈને બોલ્યો:

"આજે જરૂર લખી નાખીશ બ્હેન."

"અને જલ્દી તેડવા આવીશ; એમ લખજે. વહુના આવ્યા પહેલાં તારા નવા બંગલાનું વાસ્તુ પણ કેમ થઇ શકશે ?"

અંતરનો આનંદ દબાવતાં ચંદુએ કહ્યું: "બીજું પણ એક કારણ છે. આ વખતે તમને હોસ્પીટલમાં જવા દેવાની મારી જરા પણ ઇચ્છા નથી! એ પ્રસંગ ઘર આગળ જ થશે અને એથી જો એ વહેલી આવે તો ઘરના કામકાજથી કંઇક જાણીતી થઈ જાય."

પ્રભા કંઈ ન્હાની ન્હોતી, આ પહેલાં ત્રણ ત્રણ બાળકોને જન્મ આપી યમદેવને અર્પણ કરી ચુકી હતી. તો પણ ભાઇને મ્હોંયે આ વાત સાંભળી શરમાઇ ગઇ. ને કંઇ પણ બોલ્યા વગર તે અંદર જતી રહી.

સંતોકબા અનુભવી અને વ્યવહારૂ માણસ હતાં. "મોટાં છોરૂ સાસરે સારાં એ સોનેરી શિખામણ જાતે જ ઘણાંને આપી ચુકયાં હતાં. એટલે ચંદુનો પત્ર મળતાં જ તેમણે વળતી ટપાલે તેડી જવાનું જણાવ્યું.

બ્હેનના આગ્રહને વશ થઇ ચંદુને જાતે—એક-એકલા જ—રજનીને તેડવા જવું પડયું.

ચંદુ સાસરે સાત દિવસ રોકાયો, પણ રૂઢીચુસ્ત સંતોકબાના રાજ્યમાં રજની સાથે વાત કરવાનો પ્રસંગ મળી શકયો નહિ. દિકરીને વળાવવા માટે તેઓ ઠેઠ સ્ટેશન સુધી આવેલાં, તેથી ગાડી ઉપડયા પછી જ રજનીએ લાજનો ઘુંઘટ ખોલી પતિ દર્શનના આનંદમાં મ્હોં મલકાવી પૂછયું :

"બ્હેનને કેમ સાથે ન લાવ્યા ?"

"બ્હેન જ આવ્યાં નહિ."

"તમે જ ના કહી હશે, બ્હેનનો હરખ હું જાણું છું. તેઓ કદી આવ્યા વગર રહે નહિ. કંઈક કારણ તો હશે જ !"

"કારણ હશે કદાચ, પણ હું શા માટે ના કહું ?"

"આજ કાલ પુરૂષોને પોતાની સ્ત્રી સાથે મુસાફરી કરવાનો નાદ લાગ્યો છે !"

"હું છું તો આજકાલના પુરૂષોની જ ગણત્રીમાં. પણ તારી પાછળ એટલો બધો દિવાનો તો નથી જ બન્યો." ચંદુએ હસીને કહ્યું : "બ્હેન જ કોણ જાણે કેમ તારા પર એટલાં બધાં મરી પડે છે."

"તમને મારા તરફ કેટલો બધો અભાવ છે એ હું જાણું છું ! આ બેગમાં એના બધા દસ્તાવેજો પડ્યા છે !" રજની ખિલખિલાટ હસીને બેગ બતાવતાં બોલી.

ચંદુ હસીને રજનીના ગાલ પર ટપલી મારી બોલ્યો: "લુચ્ચી! એ કાગળો તો બધા એકાંતના ઉભરા છે!"

"ભલે તમારે મન એ એકાંતના ઉભરાઓની કશી કિંમત ન હોય; પણ મારે મન તો એ ધન્ય-ભાગ્યના પુરાવા છે!" રજની સ્હેજ નિરાશવદને બોલી પતિ સામે જોઈ રહી.

રજનીનું ઉતરેલું મુખ જોઇ, ચંદુ પ્રેમાવેશમાં આવી તેને બે હાથે પોતાના ખોળામાં ખેંચતા બોલ્યો, "અરે ગાંડી, ખોટા કે ખરા પણ એ છે તો મારા અંતરના ઉભરા!"

રજની પરવશ બની પતિના ખોળામાં પડી આંખો મીંચી ગઇ. મીંચાયલી આંખોના ખુણાપરનાં અશ્રુબિન્દુઓ સાફ કરીને ચંદુએ પ્રેમથી તેના ગાલ પર એક ચુંબન............જવા દો, બીજા વર્ગનો આ ડબો આજે જ્યારે એ પ્રેમાળ દંપતિના સદ્ભાગ્યે ખાલી જ છે ત્યારે આપણે પણ તેને એકલાં જ રહેવા દઇએ તો ખોટું શું?"

સવારના ધીરજલાલ ઓફિસે ગયા પછી પ્રભા ભાઇના ઓરડામાં કામવાળીને સાથે લઇ સાફસુફ કરવામાં ગુંથાણી હતી. મખ્ખનપ્રસાદે દ્વાર પર ઉભા રહી વિનતિ કરી: "બાઇ, અબ ગાડી લે જાઉં?"

પ્રભા ખુરસી પર બેઠી બેઠી ઓશિકાને મખમલનું કવર ચડાવી રહી હતી. ડ્રાઈવરનો અવાજ સાંભળી મોં ઉંચું કરી અજાયબીથી બોલી: "આટલા વહેલા જશો બાબુજી!"

મખ્ખન હસીને બોલ્યો: "જલ્દિ નહિ હૈ, ચાર તો બજ ચુકે!"

પ્રભા સફાળી ઉભી થઈ બોલી: "ચાર વાગી ગયા? રતની?"

રતની એક ભીનું કપડું લઈને બારીના કાચ સાફ કરી રહી હતી, તેણે મ્હોં ફેરવી ત્યાંથી જ ઉત્તર આપ્યો. "હા, બ્હેન, ચાર તો વાગી ગયા છે."

"તમે જાવ બાબુજી." પ્રભા ડ્રાઈવરને આજ્ઞા આપી રતનીને કહેવા લાગી. "રતની! હવે એ બધું મૂકી ને બારીના પડદા ચડાવી દે. પાંચ વાગ્યા પહેલાં તો ચંદુ આવી જશે. હું પણ હાથ પગ ધોઇ કપડાં બદલાવું."

રાઘવ મેલાં કપડાંનું એક મોટું પોટલું લઈને ધોબીને ત્યાં જતો હતો, પ્રભાએ તેને જોતાં જ કહ્યું: "રાઘવ? આજે જ તને કપડાં આપવાનું કોણે કહ્યું? ઘરની લક્ષ્મી પધારે છે ત્યારે તું ધોણુ કાઢવા નીકળ્યો? મૂક પાછાં, અને જા, મહારાજને અહીં બોલાવ."

રાઘવ ઉત્તર આપે ત્યાર પહેલાં જ મહારાજ એક હાથમાં કોથમીર, મરચાં ને આદુની ટોપલી તથા

બીજા હાથમાં છરી લઈને રાઘવના નામની બૂમ મારતો આવી પહોંચ્યો. રાઘવને જોઇ અંદરના ઓરડામાંથી જ તે ગુસ્સો કરી બોલ્યોઃ "ક્યાં ચાલ્યો છે રખડવા ? શેઠાણી આવવાનાં છે જરા જલ્દી...." ઓરડામાં પગ મુકતાં જ તે પ્રભાને જોઇ ચૂપ થઇ ગયો.

પ્રભાએ હસીને કહ્યું : "હા, હા, મહારાજ જરા વ્હેલી રસોઇ કરજો, બિચારાં થાક્યાં પાક્યાં આવશે. જમીને....અરે રાઘવ ? તને વેણી લાવવાનું કહ્યું હતું ને ? લાવ્યો ? "

મહારાજ વેણીનું નામ સાંભળી છરી છાબડી લઇને જ પાછો અંદર જતો રહ્યો.

રાઘવે દયામણા સ્વરે ઉત્તર આપ્યોઃ "ના બ્હેન, હમણાં જ જાઉં છું."

"જા, જા, જલ્દી." કહી પ્રભા અંદર ચાલી ગઇ.

બરાબર પાંચ વાગ્યે ઘરની લક્ષ્મીને લઇ ગાડી ઘર પાસે આવી ઉભી રહી. પ્રભા પા કલાક પહેલેથી જ ભાભીની વાટ જોતી દ્વાદર પાસે ઉભી હતી.

ગાડી ઉભી રહી કે તરત જ ડ્રાઇવરની બાજુમાંથી ધીરજલાલે નીચે ઉતરી ગાડીનો દરવાજો ઉઘાડી જુકીને સલામ કરી કહ્યું : "પધારો, પધારો, આપના સ્વાગત માટેની સર્વ તૈયારીઓ થઈ ચૂકી છે."

પ્રભાએ જ હસીને તેનો જવાબ આપતાં કહ્યું : "શા માટે ન કરૂં ? મારો ભાઈ છે, મારી ભાભી છે.

હું સ્વાગત ન કરૂં તો કોણ કરે ?" કહેતાં કહેતાં તેણે આગળ આવી રજનીનાં દુખડાં લીધાં, રજનીએ બ્હેનના પગ ચાંપી પ્રણામ કર્યાં. પ્રભાએ હસ્તા મ્હોંયે આશિર્વાદ આપી ઉભી કરી, અને ગળામાં હાથ ભેરવી ભાભીને ઉપર લઇ ગઇ.

આ હૃદયસ્પર્શી પ્રસંગ જોઇ એક પડોશણે ચંદુ સાંભળે તેમ પ્રશંસા કરતાં કહ્યું. "શી લેણાદેણી છે ?"

બીજીએ ઉત્તર આપ્યો. "પૂર્વનાં લેણદેણ છે બ્હેન. આટલું હેત તો ક્યાં ય નથી જોયું !"

ચંદુ દુકાને એક આંટો જઈ આવી જમી પરવારી શ્રમને કારણે વહેલો જ સૂઈ ગયો. રજની થાકેલી હોવા છતાં શરમની મારી પ્રભાના દિવાનખાનામાં એક કોચ પર બેસી ઝોલાં ખાતી હતી. પ્રભા જ્યારે ધીરજલાલનાં ચશ્મા લેવા આવી ત્યારે રજનીને જોતાં જ તેણે આશ્ચર્ય પામી કહ્યું.

"તું હજી સુતી નથી રજની ? જા, મા, થાકી પાકી છે, સૂઈજા. કહી તેણે પોતે જ રજનીને હાથ ઝાલી ઉભી કરી. રજની બ્હેનના પગ ચાંપી પ્રણામ કરી. શરમાતી શરમાતી ધીમે ધીમે ચાલી ગઇ.

ઓરડામાં આવી જોયું તો ચંદુ પથારીમાં પડ્યો પડ્યો હાથમાં ઠરેલી સીગારેટ પકડી કોઇ પુસ્તક વાંચી રહયેઃ હતો. રજનીએ આસ્તેથી કમાડ બંધ કર્યાં.

ને પછી દોડતી જઈને ધબ્બ કરતી ચંદુના પગ પર પડી આળસ મરડી બોલી: "હાય મા...........આખું અંગ તૂટે છે."

ચંદુ પગ ખેંચી લઇ બેઠો થઇ ગયો. પછી કૃત્રિમ ક્રોધથી રજની સામે જોઇ રહી બોલ્યો: "પણ તેમાં મારા પગ શાના કચરી નાખે છે?"

રજની ચમકીને ઉભી થઈ, નાટકી ઢબે હાથ જોડી બોલી: માફ કરજો પતિ દેવતા, પણ એ તો મારો અધિકાર છે!"

"અરે વાહરે મારાં પત્નિદેવી!" ચંદુએ હાથ લાંબા કરી પ્રિયતમાને ભુજપાશમાં બાંધવા પ્રયત્ન કરતાં કહ્યું. કિંતુ રજની છટકીને દૂર ઉભી રહી બોલી: "આ પણ એકાંતનો ઉભરો તો નથી ને?" કહી તે પતિને સમયસરનો ટોણો મારવાના અભિમાનથી સાડીના પાલવ વતી મ્હોં દબાવીને હસી પડી.

ચંદુ કંઇ પણ બોલ્યા વગર હોઠમાં જ હસ્તો હસ્તો સીગારેટ સળગાવવા લાગ્યો. પરંતુ ત્રણ—ચાર દિવાસળી સળગ્યા વગર જ ભાંગી ગઇ. રજની પલંગનો ખૂણો ઝાલીને પાંગત પાસે ઉભી ઉભી જોઇ રહી હતી, તેણે દોડીને ચંદુના હાથમાંથી કાંડીની પેટી લઇ લેતાં કહ્યું: "કેટલા ય વરસથી ખોખાં ફુંકો છો, પણ દિવાસળી સળગાવતાં તો આવડતી નથી! લાવો, હું સળગાવી દઉ!"

રજનીએ દિવાસળી સળગાવી ચંદુ સામે ધરી, ચંદુ સીગારેટ સળગાવી રજનીના ગળામાં હાથ ભેરવી વ્હાલથી બોલ્યો. "અત્યાર સુધી શું કરતી'તી?"

"કંઇ નહિ, બેઠી'તી બ્હેનના ઓરડામાં."

"કંઇ કામ વગર?" ચંદુએ ભવાં ચડાવી પૂછ્યું.

"હાસ્તો."

"તે કાં?"

"કાં શું? શરમ ન થાય? અત્યારમાં બારણાં બંધ કરીને..........."

"હવે, શરમને ભરમ! આપણા રામ તો...."

"તમે તો લુચ્ચા છો છો!"

ચંદુએ ચમકીને સીગારેટ મૂકી દઇ રજનીનો કાન ઝાલી પૂછ્યું: "શું કહ્યું?"

"બ્હેન કહેતાં હતાં!"

"બ્હેને કહ્યું કે હું લૂચ્ચો છું?" ચંદુએ રજનીને કાન છોડી બંને હાથની અદબવાળી અજાયબી થી પુછ્યું.

"હા."

"કારણ?"

રજની જરા શરમાઇને હસતાં હસતાં બોલી: "બ્હેન કહે કે, રોજ તને એકાદ વખત તો એ જરૂર

યાદ કરે. મને એમ થયું કે શરમનો માર્યો એ મ્હોંયે બોલી શકતો નથી તો લાવ હું જ કહું. એટલે એક દિવસ મેં કહ્યું કે હવે વહુને તેડાવી લે. તો એતો ઉલટો મને જ ગળે પડયો કે "હા, તમારી સુવાવડ આ વખતે ઘેર કરવાની હોવાથી એને વહેલાસર તેડાવી જ લેવી પડશે." જાણે કેમ મારા પર ઉપકાર કરતો હોય! બહુ લુચ્ચો છે." રજનીએ હસ્તાં હસ્તાં ઉમેર્યું: "પછી બ્હેન કહે હું તો ચુપચાપ ઘરમાં જ જતી રહી."

ચંદુ લુચ્ચાઇના અભિમાનથી ખડખડાટ હસીને બોલ્યો: "હાસ્તો વળી, મારે શી ઉતાવળ હતી?"

થોડો વિચાર કરી તેણે ઉમેર્યું: "બ્હેન માને છે કે તારા પગલાં સારાં છે. તારા પગલાંથી જ આપણે બંગલો ખરીદી શકયાં છીએ. અને તેથી તારે જ હાથે એ બંગલાનું વાસ્તુ થવું જોઇએ."

રજની શરમાઇને નીચું જોઇ "હું" કહી બેસી રહી.

"અને એટલા માટે જ તને જલ્દી તેડાવી છે. વાસ્તુના મોહત્સવની સર્વ ક્રિયાઓ તારા જ શુભ હસ્તે થશે. કે જેથી અનંતકાળ સુધી એ બંગલો અચળ ઉભો રહે."

રજનીએ આ ઉપહાસથી ઉંચે જોઇ સસ્મિત મુખે રોષ ધારણ કરી કહ્યું : "હું જાણું છું કે તમે મશ્કરી કરો છો પરંતુ ખાત્રી રાખજો કે એમ જ થશે."

"ખાત્રી છે કારણ કે બ્હેનની ધારણા કદિ ખોટી પડતી નથી એ હું જાણું છું. અને એ શ્રદ્ધાથી જ મેં વિચાર્યું કે જો આ જયશ્રીને હાથે જ બ્હેનની સુવાવડ થાય અને મારા મનની એક અભળાખા પૂરી કરવાનો સુયોગ સાંપડે તો એથી વધુ સદ્ભાગ્યની વાત બીજી કઇ? મારી ગ્રહલક્ષ્મીને ફાળે જો એ યશ આવતો હોય તો શા માટે એ અવસર જતો કરવો? અને એ જ વિચારે મેં એવો જવાબ આપ્યો હતો" કહી નેણુ શરમાયલી રજનીના કપોલ પર ઉતાવળે એક ચુંબન લઇ લીધું. સદભાગ્ય ને સ્નેહના આનંદાવેષમાં "હું તો તમારી દાસી છું." કહી રજનીએ સ્વામિના ખોળામાં મ્હોં છૂપાવી દીધું.

ચંદુ ચૂપચાપ બેસીને પત્નિની પીઠ પર હાથ ફેરવી અનેરો આનંદ અનુભવી રહ્યો.



૭

ચંદુએ જાત મહેનતના પૈસાથી ખરીદ કરેલો—પણ જબાના મત પ્રમાણે રજનીના પગલાંથી પ્રાપ્ત થયેલો—બંગલો મદલાપુરના મધ્ય ભાગ પર આવેલો હતો. બંગલાની બાંધણી અને બગીચો તેના બંધાવનાર માલિકની કળાપ્રિયતા અને શોખની સાક્ષી આપી જોનારની જીભેથી પ્રશંસાના ઉદ્દગાર કઢાવે એટલો સુંદર હતો. પરંતુ મૂળ માલિકની નબળી સ્થિતિમાં તે બંગલાની થયેલી પડતી પણ સાથે સાથે જોનારની નજરે ચડી જતી. ચંદુના હાથમાં આવ્યા પછી તો તેની દશા જોનારને દયા ઉપજાવે એવી થઈ પડી હતી. ચંદુએ ખરીદ કર્યા પછી એક જ બાડુતના હાથમાં બંગલો રહ્યો હતો. માણસોનો અભાવ અને બાડુતની નિષ્કાળ-

જીથી બગીચાનું સૌંદર્ય તદ્દન નહિવત્ થઇ ગયું હતું. સુશોભિત કુંડામાં ઉભેલાં ફુલઝાડ પાણીને અભાવે કેડમાંથી વળી ગયેલા અશક્ત વૃદ્ધની જેમ ઉભાં હતાં. એકમેકને આલીંગીને કમાનો પર સુઇ રહેલી નિસ્તેજ ફુલવેલીઓની અધખીલી કળીઓ વાયુલહરીમાં શોકગ્રસ્તરૂપ સુંદરીના કૃત્રિમ હાસ્યની જેમ પ્રગટીને અદૃશ્ય થઇ જતી હતી.

જ્યોતિષીએ સૂચવેલ શુભ દિવસે સવારમાં પ્રભા રજની સાથે આ બંગલે આવી. બંગલો જોઇ નણંદ ભોજાઇ બંનેને અત્યંત આનંદ થયો. બંગલાનો પશ્ચિમ બાજુનો દરવાજો મૂખ્ય રસ્તા પર હતો. બંગલાની આસપાસ મોટું ચોગાન હતું. ફરતી ચારે બાજુ નકસીવાળી બેઠી દિવાલ ચણી લેવામાં આવી હતી. બંગલાના પ્રવેશદ્વાર પાસે જ ચોગાનમાં મોટો ગોળ બગીચો હતો. વચમાં કમળ ફુલના આકારનો નાનો હોજ પણ બનાવવામાં આવ્યો હતો. જેમાં વચ્ચે એક પત્થરની પુતળી બંને હાથે માથા પર કમળફુલ લઇ ઉભી હતી. એ ફુલમાંથી આસપાસ જળધારાઓ વેરાતી. એ નાના ગોળ બગીચાને ફરતી મેંદીની વાડ કરી; આવવા જવા માટે ચાર જુદા જુદા કમાનોવાળા રસ્તા બનાવવામાં આવ્યા હતા. એ કમાનો ઉપર ફુલવેલી ચડાવવામાં આવી હતી. એ ઉપરાંત ચારે બાજુએ સુંદર રીતે ફુલઝાડો ઉગાડીને યોગ્ય સ્થળે વિરામાસનો પણ ગોઠવવામાં આવ્યા હતા.

બંગલામાં બધે જ નણંદ ભોજાઈ ફરી વળ્યાં, બધું જોઇ આવ્યા પછી નીચે ઉતરી પ્રભાએ કહ્યું : “આવા સુંદર મકાનની આ અવદશા આપણાથી નહિ ખમાય ભાભી ! હજી પંદર દિવસ બાકી છે અને સમારકામ ચાલે છે એ સાથે બગીચાનો ઉદ્ધાર પણ થઇ જવો જોઇએ. અને ખરેખર તે જ દિવસે પ્રભાએ રાઘવ મારફતે એક અનુભવી બાગબાનને બોલાવી તેને બગીચાના પુનરોદ્ધારનું કાર્ય સોંપી દીધું.

પંદર દિવસ પછી એટલે બંગલાના વાસ્તુના શુભદિન સુધીમાં બંગલાએ અને બગીચાએ નવજીવન પ્રાપ્ત કરી લીધું. ભોંયતળીઆના વચ્ચેના ખંડમાં એટલે દિવાનખાનામાં સુશોભીત ફરનીચર ગોઠવી દેવામાં આવ્યું. બારી બારણા પર મોતીનાં પડદા ટાંગવામાં આવ્યા હતા. ઉપરનો ભાગ જ વાપરવા માટે નક્કી થયેલો હોવાથી નીચેનો ભાગ હાલ તુરત માટે અનામત રાખવામાં આવ્યો હતો.

ઉપરના ભાગમાં બંને બ્લોક ઉપયોગમાં લેવામાં આવ્યા હતા. માત્ર રસોડું એક જ રહેવાનું હોવાથી બીજા બ્લોકના રસોઇઘરનો કોઠાર તરીકે ઉપયોગ કરવાનું ઠરાવ્યું હતું.

ઠરાવેલ દિવસે અમદાવાદના સંભાવિત નરનારીઓ અને અમલદાર કુટુંબોને આમંત્રીને ચંદુ હલવાઇએ મોટી ધામધૂમથી બંગલાનું વાસ્તુ કર્યું. શિષ્ટાચાર મુજબ પોતાના આ સામાન્ય નિવાસને પધારીને પાવન કરવાનો

શ્રમ ઉઠાવવા બદલ આમંત્રીત ગૃહસ્થોનો ચંદુ હલવાઈએ હાર્દિક આભાર પણ માન્યો.

આમંત્રીત સદ્‌ગૃહસ્થો પણ ઉત્તર આપવાનો વિવેક કરવાનું ચૂકયા નહિ. ચંદુ હલવાઈએ અનાથ દશામાં અમદાવાદ આવીને પોતાની જ આવડતથી જે કીર્તિ અને વૈભવ પ્રાપ્ત કર્યાં હતાં તેનો ઉલ્લેખ કરી અનેક ધન્યવાદો આપ્યા.

વાસ્તુનું બધું કાર્ય સમાપ્ત થઈ ગયા પછી બીજે દિવસે સવારે નીચેના દીવાનખાનામાં ચહા પીતાં પીતાં પ્રભાએ પોતાને પ્રાપ્ત થયેલા સંતોષથી અભિમાનપૂર્વક કહ્યું: "કેવું બધું આનંદપૂર્વક પરિપૂર્ણ થઈ ગયું ? કોઈ માને કે ન માને ચંદુ ! પણ તારી વહુનાં પગલાં જ એવાં છે કે એ જ્યાં હોય ત્યાં આનંદ જ હોય. બોલ રહ્યું કાંઈ કામ બાકી ?" કહી તેણે બાજુમાં બેઠેલ રજનીની પીઠ પર પ્યારથી હાથ ફેરાવ્યો. રજની શરમાઈ જઈને પ્રભાના ખભાપર માથું મૂકી બોલી: "તમારા આશિર્વાદથી જ બધું શુભ થયું છે બ્હેન, મારામાં શું બળ્યું છે !"

"હજી એક કામ બાકી છે! એ કામ પરિપૂર્ણ થશે ત્યારે મને પણ તમારા જેટલો જ સંતોષ થશે."

"હવે વળી શું બાકી છે?" પ્રભાએ વિસ્મય પામી પૂછ્યું.

ચંદુ જવાબ આપવા જતો હતો એટલામાં આંગણામાં ગાડી આવી ઉભી રહી. ચારે જણા આશ્ચર્યથી તે તરફ જોઇ રહ્યાં. ડ્રાઇવર નીચે ઉતરી પાછળના ભાગમાંથી એક મોટું લંબચોરસ બંડલ લઇને ચંદુ પાસે આવી નીચે મૂકતાં બોલ્યો:

"આપના પોટુવાલાને દિયા હૈ. ફજરમેં હી આકર કે બોલા: કલ સામકો દેનેકા વાયદા થા, લેકીન પોટુ પૂરા ન હો સકા. અભી જાકરકે સેઠ સા'બકો હમારા પરણામકે સાથ દેદો." થોડી વાર ચૂપ રહીને પોતાની કાળજીનો નિર્દેશ કરતાં બોલ્યો: "મૈં ભી તો ફૈરન લેકર આયા. ચા ભી નહિ પીયા."

દરવાજામાં ઉભેલા રાઘુ સામે જોઇ હસીને પ્રભાએ કહ્યું: "રાઘુ, ડ્રાઇવર માટે એક કપ ચા લાવ."

મખ્ખનપ્રસાદ હાથ જોડી વિવેક કરી બોલ્યો: "નહિંજી. મુઝે કોઇ આદત નહિ."

પ્રભાએ ઉભા થઇ બંડલ ખોલ્યું. પોતાનાં જ—બંને જણનાં—અર્ધચિત્રો (બસ્ટ) જોઇ તે જરા શરમાઈ, તેણે હસીને ચંદુ સામે જોઇ પૂછ્યું: "આ શું ચંદુ?"

ચંદુએ ભાવપૂર્વક છબીને પ્રણામ કરી ઉત્તર આપ્યો. "બાકી રહેલું પેલું કાર્ય!" પછી તે પ્રવેશદ્વાર તરફ આંગળી ચીંધી બોલ્યો: "એ પવિત્ર છબીને આ પ્રવેશદ્વાર

પર પધરાવવામાં આવશે કે અહીં આવનારાંઓ પહેલાં એ છબીનાં જ દર્શન કરે.”

વૃધ્ધ મખ્ખનપ્રસાદ માલીકની આ પ્રેમભક્તિથી ગળગળો થઇ બાલ્યો: “જીતે રહો મેરે માલિક, આપકો તો યહી ઝેબ દેતા હૈ. આપકા વૈભવ ભગવાન અચલ રખ્ખેગા.” કહી તેણે ચંદુને તથા પ્રભાને પ્રણામ કર્યા.

પ્રભા ધીમે પગલે ચંદુ પાસે આવી તેને માથે હાથ ફેરાવતાં બોલી: “ઇશ્વર તને સુખી રાખે મારા વીર, લેવા દેવાની તો કોઇ ઈચ્છા નથી. માત્ર ઇશ્વર તારો આ પ્રેમ કાયમ રાખે તો બસ! જાણીશ કે મારો માજણ્યો...........”

ચંદુની આંખમાં આવેલ પાણી ટપ ટપ નીચે પડી ગયાં. ખીસ્સામાંથી રૂમાલ કાઢી આંખો સાફ કરી તે બ્હેનના ચર્ણોમાં નમી પડ્યો.

લાજના ઘુમટામાંથી આ દૃશ્ય જોઈ રહેલ રજનીની આંખમાં પણ પાણી ભરાઇ આવ્યાં. લાગણીવશ થઇ તે પ્રભા પાસે આવી આશિર્વાદ માંગતી હોય તેમ માથું નમાવી ઉભી રહી. પ્રભાએ રજનીના ખભાપર હાથ મૂકી ચંદુને ઉદ્દેશી બોલી: “છબી તો આ દેવીની તારે ઘરમાં રાખવી જોઇએ. જાણે સાક્ષાત લક્ષ્મી, એના પગલાં થયા પછી રોજ રોજ તારો વૈભવ વધતો જાય છે.”

રજની આ પ્રસંશાથી શરમાઈને બ્હેનના મ્હોંપર હાથ દાબી બોલી: "હવે રહેવા દયો બ્હેન. બહુ વખાણ્યું બગડી જાય!"

અત્યાર સુધી ધીરજલાલ એકચીત્તે ચીત્રનું નીરિક્ષણ કરી રહયા હતા. કદાચ એમણે આ બધું સાંભળ્યું કે જોયું યે નહિ હોય! તેઓ એકાએક બોલી ઉઠયા: "અસલ કરતાં નકકલ ઘણી વખત ખરેખર અજબ સુંદર દેખાય છે. માણસો પણ કુદરતની કૃતિઓમાં સુધારા કરી શકે છે એ અજબ છે.!" પછી તેમણે ઉભા થઈ પ્રભા સામે જોઇ કહ્યું: "અત્યારે તો ઘણું સુંદર લાગે છે. કેટલો સમય એવું જ રહે છે એ જોવાનું છે." એટલું કહી તેઓ બહાર જતા રહયા.

ચંદુ રાઘવને બોલાવીને છબીને દરવાજા ઉપર ગોઠવવાની તજવીજમાં પડયો.

હમણાં અઠવાડીયું થયાં પ્રભાની તબીયત બરાબર રહેતી નથી. એથી ચંદુ બપોરના પણ એકાદ વખત દુકાનેથી બ્હેનની ખબર પૂછવા આવી જાય છે. આજે પણ એ એમ જ આવ્યો હતો. ગાડી બંગલાના દરવાજા પાસે આવતાં જ ચંદુએ જોયું તો રજની બંગલાનાં પગથીયાં પાસે, ઓસરીની કિનાર ઉપર થાંભલાને અઢેલીને નીચું જોઇ ઉભી હતી. રજનીનો ઢંગ જોઇ ચંદુ ગભરાઇ ગયો. ગાડીમાંથી ઉતરીને ઉતાવળો

ઉતાવળો રજની પાસે આવ્યો. ચંદુના પગલાના અવાજથી રજનીએ ઉંચું જોયું. પતિને જોતાં જ તે નીચે ઉતરી હસતી હસતી સામે આવી, ચંદુએ પૂછ્યું:

"અહીં કેમ ઉભી છે?"

"વધામણી લેવા!" હાથ લાંબો કરી રજની હસતાં હસતાં બોલી: "બબલો."

હર્ષાવેશમાં આવી ચંદુએ પ્રિયતમાને છાતીએ લગાડી જોરથી ભીંસી કહ્યું: "તારા મ્હોંમાં સાકર. બોલ, શું જોઇએ વધામણીમાં?"

"એ તો તમારા હર્ષ પર આધાર રાખે છે." રજની બળ કરીને છૂટી થતાં બોલી.

"કોઇ ચીજ એવી નથી કે જેને આપીને હું પુરેપૂરો હર્ષ પ્રદર્શિત કરી શકું!" પછી તે જરા ગંભીર થઇ બોલ્યો: "તું જાણે છે? બ્હેને બિચારીએ ત્રણ ત્રણ બાળકો ખોયાં છે! એમના પ્રતાપે કેટલાં ય વર્ષો થયાં આ ઘરમાં સાહ્યબી આવી છે, પરંતુ કજીયો કરીને એક પાઇની ચીજ માગનારૂં એક છોકરૂં ય નહિ! એનું બ્હેનને કેટલું દુ:ખ હતું એ તું જાણે છે? બિચારી મને લાડ લડાવીને આશ્વાસન મેળવતી! હવે ઘરમાં કામ હશે, કોલાહલ હશે, બ્હેનના મુખ પર હાસ્ય હશે, અને એનું અવિરત હાસ્ય એટલે આપણા સુખી જીવન પર વરસતા

અખંડ આશિર્વાદો. આવું સદ્ભાગ્ય પ્રાપ્ત થવાના આનંદની વધામણીમાં તને આપવા જેવું મારી પાસે શું છે?"

રજનીએ ચાલતાં ચાલતાં જ જવાબ આપ્યો: "મેં જે ઇચ્છયું હતું તે મને મળી ગયું!"

"શું?" ચંદુએ ચમકીને પાછા ફરી આશ્ચર્યથી રજની સામે જોઇ પૂછયું.

"મ્હારે મ્હોંયે જ તમને આ વધામણી આપવાની શુભ પળ!"

ફરી એક વખત ચંદુએ આનંદાવેશમાં તેને પકડી પણ રજની જોર કરી છૂટીને અંદર દોડી ગઇ.

લગભગ પાંચેક દિવસ પછી એક સવારે ચહા પીતી વખતે રજનીએ કહ્યું: "આજે ગાડી મોકલજો."

"જરૂર. શું કામ છે?"

"મારી બા આવે છે!"

"શા માટે?" ચંદુ આશ્ચર્યથી ચહાની રકાબી નીચે મૂકીને એકીટસે રજનીની સામે જોઇ રહી બોલ્યો:

"મેં તેડાવ્યાં છે!" રજની પોતાની સમયસૂચકતાને યાદ કરી ગર્વથી બોલી: "આ તમારી નરસો–બરસોમાં મને વિશ્વાસ નથી. રાત વખતે એકાદું માણસ તો જોઇએ ને? વળી મારી બાને આવી બાબતોમાં બહુ

સમજ પડે છે! અમારા ગામમાં તો આવે વખતે બધાં મારી બની જ સલાહ લેવા આવે!"

"હં....." ચંદુએ વાત સાંભળતો હોવાની ખાત્રી આપતો હોય તેમ સીગરેટનો ધુમાડો કાઢતાં હોંકારો આપ્યો.

રજનીએ આગળ ચલાવ્યું: "આ લોકો તો માત્ર પૈસાને ખાતર જ કરતાં હોય છે; તેને ક્યારેક આળસ પણ થાય ને કંટાળો યે આવે. ઘરના માણસની પેઠે લાગણીથી થોડું જ કરવાનાં છે? બ્હેન બિચારી પથારીવશ છે, એવા સંજોગોમાં છોકરાને એક ઘડી પણ એકલો મૂકવાની મને ઇચ્છા થતી નથી. ઘરનું ઘણું કામ છોડી દેવું પડે છે. મારી બા આવે તો એ એકલી આ બાબાને સંભાળીને તો બેસે." આટલું કહી તે અભિપ્રાય માટે ચંદુ સામે જોઇ રહી.

ચંદુએ અતિ ગરજ નહિ તેમ બહુ બેદરકારી પણ નહિ એવા સહજ ભાવે સીગરેટ બુજાવતાં ઉત્તર આપ્યો: "ઠીક છે, એમ થાય તો કંઇ ખોટું નથી." થોડી વાર વિચાર કરી ફરી તેણે કહ્યું: "તેં ઠીક જ કર્યું છે, એક વૃદ્ધ માણસની આવા સમયમાં ખાસ જરૂર છે."

આવતાં વાર જ રજનીએ સંતોકબાને પોતાની બધી મુશ્કેલીઓ અને ઇચ્છાઓનું વર્ણન કહી સંભળાવી; બ્હેન અને બાબાની સંભાળનો ભાર સોંપી દીધો.

સંતોકબા પોતે જાતે તો શારીરીક શ્રમ ઉઠાવતાં જ નહિ. તેમ કાંઈ આળસુ થઈને ઉંઘી પણ ન્હોતાં રહેતાં. ઘડીઆળના લોલકની જેમ એમની જીભ ચોવીસ કલાક ચાલુ રહેતી. રતની અને નર્સ બંને રાઘવ પાસે કબુલ કરી ચૂક્યાં હતાં કે એમને મળતો પગાર સંતોકબા પૂરેપૂરો વસુલ કરે છે!

રજનીને તો ખાત્રી જ હતી કે પોતાની માતાના હાથમાં એ કારભાર આવ્યા પછી મા–દિકરાની સેવામાં કોઇ કચાશ રહી શકે જ નહિ.

ધીમે ધીમે પ્રભાની તબિયત સારી થઈ ગઈ. પરંતુ એટલા વખતમાં તો સંતોકબાએ ઘરનાં નોકર ચાકર ઉપર પોતાનો ખૂબ જ દાબ બેસાડી દીધો. દીકરીના આ અણકલ્પેલા વૈભવથી તેઓ જેટલાં ફૂલ્યાં સમાતાં નહિ તેટલાં જ પ્રભાના આ ઘર પરના વર્ચસ્વથી બળી જતાં હતાં. વ્યવહારીક અનુભવ, સાંભળેલી વાતો અને લાંબા વિચાર પછી તેમને એમ લાગ્યું કે જો આ ઘર ઉપર હંમેશા પ્રભાનો આવો જ પ્રભાવ પથરાયલો રહેશે તો એક દિવસ પોતાની પુત્રીને રસ્તે રજળવું પડશે! પરંતુ ગ્રહપતિના વલણથી દબાઈને તેઓ હૈયાની વાત હોઠે લાવવાની હિંમત કરી શકતાં નહિ.

સંતોકબાના અમદાવાદ આવ્યા પછી એમનાં થોડાંક સગાં સ્નેહીઓ પ્રગટ થયાં હતાં. અને તેઓ અવારનવાર સંતોકબાની ખબર પૂછવા પણ આવ્યા કરતાં.

એક દિવસ બપોરના ચારેક વાગ્યાને શુમારે મા–દિકરી દિવાનખાનામાં બેસીને પોતાના ગામની નવી–જુની વાતો કરતાં હતાં એટલામાં રાઘવે આવી ખબર આપ્યા કે કડવીમાસી આવે છે!

કડવીમાસીનું નામ સાંભળી રજની નાકનું ટીચકું ચડાવી બોલી: "ભલે આવે." પરંતુ સંતોકબા માસીને રહેવા દે. અર્ધો ઉતરી ઉંચ્ચે સ્વરે બોલ્યાં: "આવો, આવો, બ્હેન! કેમ આ બે દિવસ દેખાણાં નહિ?"

બંગલાનાં સાત આઠ પગથીયાં ચડીને જ કડવી માસીનું જાડું ઠીંગણું વૃધ્ધ શરીર થાકથી એટલું બધું હાંફી રહ્યું હતું કે તેમણે મ્હોંયેથી કંઇ ન બોલતાં હાથના ઇશારેથી સમજાવ્યું કે ઉત્તર માટે જરા થોભી જાવ!

કડવીમાસી જ્યારે વાર્તામા વચ્ચે ટપકી પડ્યાં છે ત્યારે એમનો થોડો પરિચય કરી લેવો અનુચિત નહિ ગણાય.

કડવીમાસી સંતોકબાને કોઇ લાંબા સગપણે બ્હેન થાય છે. એમના પતિ અમદાવાદમાં કાપડની મોટી દુકાન ચલાવતા હતા. એમના સ્વર્ગવાસ પછી દુકાન દીકરાના હાથમાં આવી, અને જ્યારે ઘરનો વ્યવહાર પણ વહુના હાથમાં ધીમે ધીમે જવા લાગ્યો ત્યારે પોતાની ખાનગી રોકડ મૂડી લાઇને ત્યાં મૂકી ને વહુ–દિકરાની સંભાળ રાખી પ્રભુભજન કરતાં હતા. એ

ઇશ્વરભજનમાંથી જે સમય મળતો તેમાં સ્નેહીસંબંધીઓના ઘરની ઓછીવધતી ઉપાધીઓ અપનાવીને પરોપકારની પ્રવૃત્તિમાં આજની જેમ દેહદમન કરી પરલોકકલ્યાણઅર્થે આ લોકનું કાર્ય આગળ ધપાવ્યે જતાં હતાં.

દીવાનખાનામાં આવી થોડી આડીઅવળી વાતો કર્યા પછી માસીએ કહ્યું : "સંતોકબા આજે હું આવી છું તમને મા–દિકરીને તેડવા !"

"શું છે ?" સંતોકબાએ બ્હેનના આમંત્રણથી હર્ષિત થઇ કહ્યું.

"શ્રીનાથજીના મંદિરમાં આજે ફૂલના હિંડોળા છે." આમંત્રણનું કારણ જણાવી પ્રશંસા કરતાં ઉમેર્યું : "શું રૂપાળાં હમણાં દર્શન થાય છે ! ભુખ–તરસ ભુલીને જાણે ભગવાનનાં દર્શન જ કર્યા કરીએ. મને થયું કે લાવ સંતોકબ્હેનને પણ આજનો લાભ લેવરાવીએ !"

સંતોકબાને આવો સુઅવસર જવા દેવો એ ઠીક લાગ્યું નહિ. એમણે રજનીને પણ સાથે આવવાનો આગ્રહ કરતાં કહ્યું : "તું પણ ચાલ, રજની ! અનાયાસે અહીં આવવું પડયું છે તો દેવદર્શનનો લાભ શા માટે જવા દેવો જોઇએ ?"

"તમે જાવ બા, મારાથી નહિ અવાય !"

"કાં નહિ અવાય ?" પુત્રીના પ્રતિકારથી સંતોકબાએ વિસ્મિત થઇ પૂછયું.

"પ્રભાબ્હેન નથી !"

"ક્યાં ગઈ છે એ ?" કડવીમાસીએ આશ્ચર્ય અને અણગમાનો ભાવ ધારણ કરી પૂછ્યું.

"ધીરજલાલનાં કોઈ મિત્રને ત્યાં ગયાં છે."

"તે એટલી વારમાં ઘરને કોણ ઉપાડી જવાનું છે ?" સંતોકબાએ કહ્યું.

"ઘર ઉપાડી જવાની વાત નથી. બા ! એમને પૂછ્યા વગર મારાથી ઘર છોડીને કેમ નીકળી શકાય ?"

આ ઉત્તરથી ચમકીને કડવીમાસી આશ્ચર્યનો અભિનય કરી આંખો ફાડી રજની સામે જોઈ બોલ્યાં : "લે, કે' બાઈ, પ્રભા તારી કોણ થાય છે તે એને પૂછ્યા વગર નીકળી શકાય નહિ ! આ તારી મા જનેતા કહે છે તે નથી સાંભળતી ?"

"બધું સાંભળું છું માસી પરંતુ પ્રભાબ્હેનને પૂછ્યા વગર નીકળી શકાય નહિ એ વાત સાચી છે. પ્રભાબ્હેન અમારી કોણ થાય છે, એ અમે જ જાણીએ છીએ."

"તો પછી ચંદુલાલ તો ઘેર છે, એને પૂછી લે."

"એ હજી સુતા છે."

"એમને તો હું જગાડીને પણ પૂછી શકું છું." કહીને સંતોકબા બહાર જતાં હતાં એટલામાં સ્વયં ચંદુ જ અંદર આવી બોલ્યો : "બ્હેન, હું દુકાને જાઉં...."

બ્હેનને નહિ જોવાથી ચંદુએ વાક્ય અધુરૂં મૂકી શરમાઇને પૂછ્યું : "બ્હેન નથી ?"

"ના, એ તો બહાર ગયાં છે. ક્યાં ગયાં છે એ કોઇને કહ્યું યે નથી !" સંતોકબાએ તિરસ્કારથી ઉત્તર આપ્યો.

"સારૂં કર્યું !" બે દરકારીથી એવો ઉત્તર આપી ચંદુ બહાર જતો હતો તેને ઉદ્દેશીને સંતોકબાએ ઉંચે સાદે પૂછ્યું. "તમે દુકાને જાવ છો ?"

"હા" ચંદુએ હળવેથી જ ઉત્તર આપ્યો.

"તો જરા ગાડી મોકલજો. અમારે દર્શન કરવા જવું છે. અને હા, રૂજનીને પણ હું સાથે તેડતી જઇશ."

ચંદુ પાછો ફરી ઉભો રહ્યો. કોલરનું બટન સરખું કરતાં કરતાં તે બોલ્યો "પરંતુ તેને તેડી જવા માટે બ્હેનને પૂછવું પડશે !"

આ સાંભળીને બંને બ્હેનોની આંખ્યોનાં પહોળાઇનાં માપ એકદમ વધી ગયાં. સંતોકબા કંઠને જરા નરમ બનાવી બોલ્યાં :

"એવી વાતમાં એને વળી શું પૂછવું છે ! ઘરના ધણી તો તમે છો !"

"કોણ ધણી છે એ જેને જાણવાની જરૂર છે એ જાણે છે. બ્હેનને પૂછ્યા વગર આ ઘરનું કોઇ

માણસ બ્હાર જઇ શકતું નથી એટલું હું જાણું છું." ક્રોધથી એવો જવાબ આપીને ચંદુ જતો રહ્યો.

ચંદુના ગયા પછી સંતોકબા મ્હોં બગાડી, ડાબા હાથની હથેળીમાં જમણા હાથની કોણી મૂકી એક આંગળી હોઠે અડાડી બોલ્યાં: "લે હાઉં ? સાંભળ્યું કડવી બ્હેન ? વાતવાતમાં બ્હેન ! અમારે તો બબ્બે માજણ્યા ભાઈ છે, પણ આવા ખોટા મલાવડા કોઇએ કરતું નથી ! અને અહીં તો ન નાત ન જાત ! ન સગાઇ ન સગપણ અને બ્હેન બોલે એ બ્રમ્હવાકય ! કળીજુગનું જ કૌતુક છે ને ?"

કડવી માસી જરા ઠાવકાં થઇ મ્હોં મલકાવી બોલ્યાં: "હું બધુંય જાણું છું બ્હેન ! ભલે આમ હું બોલું નહિ, પણ મારાથી કોઇ વાત અજાણી ન હોય હોં ! આ જવાબ મળવાનો હતો એટલે તો હું કંઇ બોલી નહિ ! આજ વીસ વરસ થી અમદાવાદનું પાણી પીઉં છું ! કોઇની તલભારેય વાત મારાથી અજાણી ન હોય ! સાચું કહું ? જો આમને આમ ચાલશે તો તમારી દીકરીને ભીખ માગવાનો વખત આવશે." થોડી વાર અટકીને એક લાંબો નિશ્વાસ મૂકી તેમણે ઉમેર્યું : "મારાં તારાં કરવાની મને આદત નથી પણ આ તો તમે પોતાનાં છો અને વખત પર વાત નીકળી છે એટલે કહું છું."

રજની આ અણગમતી વાતો સાંભળવા ઉભી રહી નહિ. તે અંદર ચાલી ગઇ.

રજનીના ગયા પછી કદાચ દીવાનખાનાની દીવાલો સાંભળી જશે એવા ડરથી કડવી માસીએ સંતોકબાના કાન પાસે પોતાનું મ્હોં લઇ જઇ કહ્યું: "જોયું ? છોકરીનેય કેટલી ભોળવી રાખી છે ? અહીં ઉભી પણ ન રહી ! એ તો છોકરૂં છે, પણ આપણાથી આમ ચલાવી લેવાય નહિ શું સમજ્યાં ? બે દહાડા વધુ રોકાઇને પણ છોકરીને સમજાવી લેજો ! નહિ તો પછી આગળ જતાં દુઃખી થશે ત્યારે એ ઉપાધી તમારે માથે પડવાની છે ! બે પૈસા છે ત્યાં સુધી બધા મલાવડા કરશે. પછી કોઇ સામુંય નહિ જુએ !"

"એવું કંઇ કરવું તો પડશે જ. એ વગર નહિ ચાલે."

"કરવું પડશે શું ? કરી જ નાખો. ધરમના કામમાં ઢીલ શાની ? તમારાથી ન કહી શકાય તો હું કહીશ, તમે માત્ર મારી વાતને ટેકો આપતાં આવશો તો યે હું બધું સંભાળી લઇશ." માસી અભિમાનથી બોલી સંતોકબા સામે જોઇ રહ્યાં.

"મારે જરા વિચાર કરવો જોઇએ બ્હેન, જમાઇને ન ગમે તો કાયમનો વાંધો થઇ પડે. અને તમે કહો તો તમને એ શું કરી શકે ?" સંતોકબાએ પોતાની મુશ્કેલી રજુ કરી.

"તેથી જ તો કહું છું. તમે એક દિવસ મારે ઘેર લઇને આવજો. પછી તે છે ને હું છું. એને સમ-

જાવવી એ તો આમ રમતનું કામ છે." કહી માસી ચપટી વગાડી હસ્યાં.

"સમજે તો સારૂં."

"અરે એ છોકરીની બુધ્ધિ કેટલી? જેમ વાળો તેમ વળે! નહિ તો કંઇ આમ હોય?" કહી માસીએ સંતોકબાના કાનમાં કંઇ કહ્યું અને પછી એક હાથની મૂઠી બતાવી બોલ્યાં. એ તો બધું આમ છે."

આ સાંભળી આંખો ફાડી સંતોકબા "હાય હાય" કહી ચુપ થઈ ગયાં.

તે દિવસ પછી બ્હેનની સલાહ મુજબ સંતોકબા દિકરીનું ભલું કરવા થોડા વધુ દિવસ અમદાવાદમાં રોકાઇ ગયાં.

એક દિવસ કડવીબ્હેનની સલાહ પ્રમાણે સંતોકબાએ રજનીને બોલાવી કહ્યું: "જો, માસીએ એક ખરેખર સુંદર માર્ગ શોધી કાઢયો છે."

"શું?" કુતુહલતાથી રજનીએ પૂછ્યું.

"જો તારી લાજ છૂટે તો જીભ પણ છુટે અને પછી કંઇ સામો જવાબ પણ આપી શકાય. એટલે તું હવે તારી નણંદની લાજ તો મૂકી જ દે."

"લાજ મારાથી કેમ મૂકાય? એમને એ ન ગમતું હોય તો?"

"એમાં એ શું જાણે? તે છતાં ય એમને પૂછી લેવું. ના કહે તો સમજાવીએ કે: એક જ ઘરમાં આમ કેમ ચાલે? તમે સૌ હસો બોલો અને મારે એક ખુણામાં ચુપ–ચુપ બેસી રહેવું? લાજ મૂકવામાં તો તારી નણંદ પણ વાંધો નહિ લે. તું પુછી તો જોજે."

માતાની સલાહ મુજબ બીજે દિવસે રોજની જેમ પગચંપી કરતી વખતે રજનીએ સ્વામી પાસે વાત મૂકી "એક વાત કહું?"

ચંદુ ચોપડી બંધ કરી પત્નિ સામે જોઇ રહી હસી ને બોલ્યો: "પહેલાંથી રજા લેવી પડે એવી વાત કહેવાની છે?"

રજની આ પ્રશ્નથી મુંઝવણમાં પડી અચકાતાં બોલી: "તમે એ વાતને કેવી કહેશો એ હું કેમ કહી શકું? મને તો એવું કંઇ લાગતું નથી."

"ત્યારે કહે."

રજનીએ શરમથી નીચું જોઇ કહ્યું: "બ્હેનની હાજરીમાં તમારી લાજ કાઢવાનું છોડી દઉં તો?"

ચંદુ આ સાંભળી બેઠો થઈ ગયો. તેણે પત્નિની હડપચી ઝાલી મ્હોં ઉંચુ કરી કહ્યું: "તને પણ અમદાવાદની હવા લાગી કે શું?"

રજની પહેલાં તો શરમાઇ ગઇ પણ પછી હિંમત થી બોલી:

"આમાં હુવા જેવું શું છે? સૌ સાથે બેસી આનંદ કરી શકીએ એટલા માટે કહું છું. તમે ભાઈ બ્હેન વાતો કરોછો ને મારે એક ખૂણામાં ચૂપચાપ બેસી રહેવું પડે છે ત્યારે મુંઝાઉં છું!"

ચંદુ પત્નિની હુડપચી છોડી દઈ. પૂર્વવત્ પથારીમાં પડયો. થોડો વખત વિચાર કરી સીગરેટ સળગાવી. ધુમાડા કાઢવા લાગ્યો.

"કેમ તમને ન ગમ્યું?" પતિને નિરૂત્તર જોઈ રજનીએ પૂછ્યું.

"તારી મુશ્કેલીઓને હું સમજી શકું છું. તેમ વિવેકના વધારે પડતા વેદીયાપણામાં પણ માનતો નથી. છતાંય હું લાજને પસંદ કરૂં છું તેનું કારણ જ જુદું છે!"

"હું કારણ જાણવા પૂછતી નથી, તમને સંતોષ ને આનંદ મળતાં હોય તો ગમે તેવા કઠિન નિયમો પાળવામાં ય મને કંઈ વાંધો નથી. મ્હેં તો સહજ્જ મારી મુંઝવણની વાત કરી, તમે પણ એ સાંભળીને કદાચ ખૂશી થશો એમ ધારીને!"

"જરૂર મને એથી એક જાતનો આનંદ થાય એ વાત ખોટી નથી, પરંતુ તારાપરના મારા પ્રેમને આ ઘુમટાથી હંમેશા જે પોષણ મળતું રહે છે એ અટ જશે."

"કેમ ?" રજનીથી સાશ્ચર્ય પૂછાઇ ગયું."

'કેમ ? તને સમજાવી શકીશ કે કેમ એ શંકા છે. તો પણ કહું. "આપણે ત્યાં દિવાળીપર મીઠાઇના 'બોક્સ' તૈયાર થાય છે એ તેં જોયાં છે ?"

"હાસ્તો"

"અને એમાં દગો થાય છે એ પણ તને ખબર છે ?"

"હા."

"શો દગો થાય છે બોલ ?"

"એક જ મીઠાઇના પડીકાંના ભાવમાં 'બોક્સ'ની શોભા ઉપર જ વધારો ઘટાડો કરો છો તે !"

"હવે સમજી, તો એ દગો નથી !"

"ત્યારે ?"

"એની શોભા એજ એની લાયકાત છે, જે વસ્તુ સહજમાં પ્રાપ્ત નથી થઇ શકતી તેજ વધુ ગમે છે !" આખો દિવસ બ્હેન–બનેવીની મર્યાદા જાળવવાની હોવાથી આપણને વાત કરવાનો કે ભેગાં થવાનો સમય મળતો નથી, અને તેથી આખા દિવસના વિયોગ પછી અત્યારે જે વાતો કરવાની મળે છે એ વધુ મીઠી લાગે છે. જાણે લાંબા વિયોગ પછી મળ્યાં હોઇએ તેમ દિવસ ભરની વાતો ભેગી થયેલી હોય છે. હવે જો ઘુમટો નહિ

હોય તો આ એકાંતમાં લાગતી મીઠાશ મીઠાશ નહિ રહે. માત્ર સગવડતા થઇ જશે. અને એ સગવડતા વાસનાને જ ઉશ્કેરશે. કદાચ તારે ગળે આ વાત નહિ ઉતરે. પરંતુ સમાજના વિધાયકોનો લાજ દાખલ કરવામાં આવો જ કોઇ ઉદ્દેશ હોવો જોઇએ એમ હું માનું છું."

ન તો ચંદુ સ્પષ્ટતાથી પોતાનું મંતવ્ય રજુ કરી શકયો કે ન તો રજની એ સ્પષ્ટ સમજી શકી. પરંતુ લાજના ઘૂમટાથી બંન્નેને કંઈક આનંદ તો મળે જ છે એમ લાગ્યું.

ચંદુ પોતાની માન્યતાના સમર્થનમાં પુનઃ કહેવા લાગ્યોઃ "અને એક બીજી વાત કહું, તું પોતે તો કદાચ એની કલ્પના નહિ કરી શકે, પરંતુ હું તો એ ભૂલી જ શકતો નથી!"

"શું ભૂલી શકતા નથી?"

"ઘુંઘટના પટમાંથી ફેંકાયેલી તારી તિરછી નજર, અને વિજળીની જેમ ચમકીને છૂપાય જતું મધુરૂં સ્મીત!" કહીને ચંદુએ વ્હાલથી રજનીના ગાલપર એક ટપલી મારી.

"હું...." શરમથી લાલ થયેલુ મ્હોં નીચું નમાવી દઈ હસીને રજની બોલીઃ "આવ્યા ઠેકાણે!"

"કેમ?"

"વાત ઉડાવી દેવાનો તમારો આ નુસ્ખો કંઈ નવો નથી કે હું ભૂલી જાઉં!"

"ત્યારે તો ખરેખર તું ભૂલી જ છે! જો હું તને સમજાવું." ચંદુએ સીગરેટ બુઝાવતાં કહ્યું.

"સમજી ગઈ!"

"નથી સમજી." કહી ચંદુ બોલ્યો: "ઘણી વખત તમે નણંદ-ભોજાઈ વાતો કરતાં હો છો ત્યારે અચાનક હું આવી જાઉં છું. અને તે વખતે તું ચમકીને શરમથી સસ્મીત મુખડું ઘુંઘટમાં છુપાવી દે છે. એ તારે મન ભલે સહજ બીના હોય, પરંતુ એ ચમકી ગયેલું મુખસૌંદર્ય, એ હાસ્ય મને તો હમેશાં અદ્ભૂત જ દેખાય છે. જાણે કોઈ અણદીઠી મુગ્ધા ચમકારો કરીને ચાલી ગઈ!" કહેતાં કહેતાં ચંદુએ આવેશમાં આવી જઈ પ્રિયતમાને ભૂજપાશમાં જકડી લીધી.

રજની જોર કરી સ્વામીના બાહુબંધનમાંથી છૂટી મલકતા મુખે કૃત્રિમ ક્રોધ લાવી બોલી: "જાવને ઠગારા, હું ઓળખું છું તો તમને! જવાબ નથી આપવો એટલેજ આ નાટક માંડ્યું છે!"

ચંદુ નિરાશ બની, કપાળ પર હાથ મૂકી બોલ્યો: "અરે ભગવાન! ભેંશ આગળ ભાગવત"

"હં..........ખરી વાત આવી ત્યારે વિજળીની જેમ ચમકી જતી મુગ્ધા ભેંશ બની ગઈને?" કટાક્ષ કરીને રજની સ્વામી સામે જોઈ રહી.

"અરે રામ રામ રામ, આ ઢોંગ નથી મૂર્ખી !"

"આ પેલી મુગ્ધાનું બીજું નામ !" કહી રજની ખિલખિલાટ હસી પડી.

"આ તારી માન્યતા તદ્દન ખોટી છે રજની," ચંદુએ ગંભીર બની પત્નિને સમજાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું: "ઘણી વખત તું બ્હેન પાસે ફરીયાદ કરી જે સફળતા પ્રાપ્ત કરી જાય છે. તેમાં પણ મારી આ માન્યતા અને તારા ઘુમટાનો જ મોટો હિસ્સો હોય છે !"

"બ્હેન પણ મારા સૌંદર્યમાં અંજાઇને ન્યાય અન્યાય ભૂલી જાય છે ?" રજનીએ આશ્ચર્ય વ્યકત કર્યુ:

"ના, એમાં બ્હેનની વાત નથી. પણ હું જે ગુપચુપ ચુકાદો કબુલ કરી લઇ છું તેની વાત છે. બ્હેન જ્યારે ચુકાદો આપતાં હોય ત્યારે ઘુમાટામાંથી તું જે તિરછી નજરે કટાક્ષ કરી ખંધું પણ મૃદુ હાસ્ય કરે છે એજ તીરથી ઘાયલ બની બેહોશીમાં હું બ્હેનનો ચુકાદો ગુપચુપ કબુલ કરી લઉં છું. સમજ્યાં સુંદરી !" કહી ફરી એકવાર ચંદુએ રજનીને બાથમાં ઝકડી લીધી.

એટલામાં બહારથી બ્હેનનો અવાજ આવ્યોઃ "ચંદુ ! જાગે છે ભાઇ ?"

બંને જણ ચમકીને ઉભાં થઈ ગયાં. રજની સાડી સરખી કરી ઘુમટો કાઢી એક ખુણામાં જઇ ઉભી રહી ચંદુએ ધીમેથી તેના ગાલ પર ચીમટી ખણી કહ્યું

"કાં બંધ બારણે પણ કેટલી શરમાંણી? જોયો ઘુમટાનો પ્રભાવ?" પછી ઉચ્ચસ્વરે તેણે બ્હેનને ઉત્તર આપ્યો. "ઉઘાડું છું બ્હેન!"

"ઉઘાડવાની કંઇ જરૂર નથી. મ્હેં કહ્યું બતી કેમ હજુ બળે છે?"

ચંદુ દરવાજો ખોલી બહાર આવી બોલ્યો: "વાંચતો હતો."

"અત્યાર સુધી? આવા વિજળીના પ્રકાશમાં તું બાર–બાર વાગ્યા સુધી વાંચ્યા કરીશ તો તબીયત નહિ બગડે? હવે સૂઇ જા ભાઇ." પછી ઘરમાં નજર કરી તે બોલી. "વહુ પણ જાગે છે કે શું?"

"હા જાગે છે."

"પોતે જ જાગે છે કે તું પરાણે જગાડે છે?"

"પોતે જ જાગે છે, હું શા માટે જગાડું?"

"તો ઠીક ભાઇ. એને બહુ ઉજાગરો કરવા દઇશ નહિ. એ પણ હમણાં બહુ અસ્વસ્થ રહ્યા કરે છે. એને ઉજાગરા સારા નહિ! જાવ, સુઇ જાવ ભાઇ:" કહી પ્રભા પાછી ફરી.

ચંદુએ હસતાં હસતાં બારણું બંધ કરી રજનીને ઉદ્દેશી કહ્યું: "જોઈ લાજની મજા? કેવી બચી ગઇ! અરે લાજ તો વડીલોની સહાનુભુતી પ્રાપ્ત કરવાનું સ્ત્રીઓ માટે એક સરસ સાધન છે.

"એટલે જ તમે એ સાધન અખંડ રાખવાની ભલામણ કરતા હશો."

"હાસ્તો." કહી ચંદુએ પ્રિયતમાને પલંગ પાસે ખેંચી. ફરી દંપતિ વાતે ચડયાં.

બીજે દિવસે જ સંતોકબાને લાજ ન છોડી શકાયાના સમાચાર મળ્યા. એમણે નિરાશ થઇ કહયું "જેવી તમારી મરજી; મા."

તેજ સાંજે જતી વખતે પુત્રીને પાસે બોલાવી સંતોકબાએ છેલ્લી શિખામણ આપી: "જો દિકરી ! મેં તને જે કંઇ કહયું છે તે બધું તારા જ ભલા માટે કહયું છે. ખવરાવી પીવરાવી આવડી મોટી કરી પારકા હાથમાં સોંપી દેવામાં મારો શો સ્વાર્થ હતો તે કહે? પોતાના છોરૂનું કોઇ માવતર જરા જેટલું પણ અહિત થતું જોઇ શકે નહિ. એટલેજ તને આટઆટલી શિખામણો આપવી પડી છે. પુરૂષો તો માત્ર કમાઇ જાણે, એ કમાઇને સાંચવવાનું કામ તો આપણું જ છે, પૈસો છે ત્યાં સુધી સૌ સગાં થવા આવશે, પછી કોઇ કોઇનું નથી. મુંજાઇશ નહિ, હિમ્મત રાખજે અને જરૂર પડે તો માસીને કહે જે એ મને કાગળ લખશે. એવું લાગશે તો હું પોતે અહીં આવીશ." વગેરે.

રજનીને આવી વાતો ગળે ઉતરતી નહિ. પરંતુ મા જનેતાની શુભ વાંચ્છના માટે તે અવિશ્વાસ લાવી શકી

નહિ. પોતાની માતાના મ્હોંયેથી હરપળે પોતાના દુઃખદ ભવિષ્યની વાતો સાંભળીને તે મુંઝાઇ ગઇ હતી. ચુપ-ચાપ આ બધું સાંભળી લઇ તેણે માતાના વિયોગની વેળાનાં આંસુ લુછી ગદ્‌ગદ્‌ કંઠે ઉત્તર આપ્યો "સારૂં."

બહાર આવી, સંતોકબાએ ચંદુલાલને સાંચવીને રહેવાની સલાહ આપી, પ્રભાને ઘરની ભલામણ કરી, રજનીનું ધ્યાન રાખવાની વિનંતી કરી, પછી વિધિસરની વિદાય લઇ મોટરમાં બેસી ગયાં.

પ્રભાએ રજનીની કોઇ વાતે ચીંતા ન કરવાની ધીરજ આપી.

ચંદુ સાસુને વળાવવા સાથે ગયો.



૮

દિવસભરના રીમઝીમ વરસાદ પછી હજી હમણાં જ વાદળાં વિખેરાઇને આકાશ સ્વચ્છ બન્યું હતું. ચંદુ ગળામાં શાલ વીંટી, હાથમાં પુસ્તક લઇ, પુષ્પલતાઓ પર ચમકી રહેલાં વર્ષાનાં જળબિંદુઓ નીરખી રહ્યો હતો. એકાએક તેની નજર ગુલાબના ઉંચા છોડ પાસે એક ચિંતે ઉભેલી રજની પર પડી. તે ધીમે પગલે રજની પાસે આવી મજાક કરતાં બોલ્યો: "અનિમેષ નયને શું નીરખી રહ્યાં છો દેવી ?"

રજનીએ કંઇ ઉત્તર આપ્યો નહિ ત્યારે ચંદુએ તેની લક્ષ દીશા તરફ નજર કરી તો કમ્પાઉન્ડના દરવાજા પાસે ઉભા કોઇ આધેડ વયની બાઇ સાથે વાતો

કરી રહી હતી ! ચંદુએ વિસ્મીત થઇ રજનીએ પૂછયું "કોણ છે એ ?"

રજનીએ એક હાથના અભિનયથી જ ઉત્તર આપ્યો કે 'કોણ જાણે !'

ચંદુ વિશેષ નહિ બોલતાં ધીમે પગલે પ્રભા પાસે આવ્યો.

ચંદુને જોઇ પેલી બાઇએ પોતાની વાત એકાએક અટકાવી દીધી. અને મૌન બની તેની સામે જોઇ રહી.

પ્રભાએ પાછું ફરી જોયું. ભાઇને જોતાં જ તેણે મ્હોં ફેરવી આંખો સાફ કરી લીધી. કિંતુ ચંદુ બ્હેનની સજળ આંખો જોઇ ગયો હતો, તેણે નજીક આવી પૂછયું: "શું છે બ્હેન !"

"કંઇ નથી !" પ્રભાએ હસતું મ્હોં કરી ઉત્તર આપ્યો. "આ બાઇ બિચારી પોતાની દુઃખદ કથા કહેતી હતી. !"

"એ એટલી બધી કરૂણ હકીકત છે કે તમારી આંખમાં પાણી આવી ગયાં ?"

"કઇ વાતને કેટલી કરૂણ કહેવી એતો પ્રકૃતિપર આધાર રાખે છે. પરંતુ મેં જીંદગીમાં એટલા દુઃખદ સંજોગો જોયા છે કે એકાદ નાની વાત સાંભળતાં પણ

મારી આંખોમાં પાણી આવી જાય છે!" પ્રભાએ ફરી એક વાર પોતાની આંખના ખૂણા સાફ કરતાં ઉત્તર આપ્યો.

"શી વાત છે?"

"ગરીબ માણસની વાતમાં બીજું શું હોય ભાઈ? ભૂખનું દુઃખ, અન્નની આપદા!" પેલી બાઈએજ જવાબ આપ્યો.

"હું...." ચંદુએ પુસ્તકના પાનામાં નજર રાખી હુંકારો કર્યો.

પ્રભાએ એ બાઈની દુઃખદ કથા સંભળાવતાં કહ્યુંઃ "બિચારી ગરીબ છે, એનો પતિ મીલમાં મજુરી કરીને દસ–બાર આના લાવતો, એક મહિનાથી તે આ લોકને છોડી પરલોક જઈ બેઠો! એક નાનો છોકરો છે, મજુરી કરીને પેટ ભરવાની હિંમત છે તો બિચારીને મજુરી મળતી નથી. બાઈ માણસ છે. મુંઝાઈ ગઈ છે આજે આપણે આંગણે મદદ માગવા આવી છે."

"તો મદદ કરો! ખાલી આંસુ પાડયેથીજ થોડું એનું દુઃખ હલકું થવાનું છે? શબ્દોની સહાનુભુતિ, એ તો માત્ર દયાવૃતિ દાખવવાનો દંભ છે!"

"એ તો છેજ!"

"ત્યારે તમેય શા માટે આમ વાતોથી પતાવો છો? તમારી દયાવૃતિથી હું કંઈ અજાણ્યો નથી!"

"કંઈક આપીએ!" પ્રભાએ ટુંકો ઉત્તર આપ્યો.

"શું આપશો ?"

પ્રભાએ રજની સામે નજર કરી કહ્યું "ઉભા રહો મારી ભાભીને પૂછી જોઇએ! એને હાથે જ કંઈ અપાવીએ !"

"ઓહો ! હવે સમજ્યો ! વહુમાંથી ભાભી બનીને જ તે ત્યાં એક બાજુ માનમાં ઉભી રહી છે ! ખેર. એને પૂછી જુઓ. પણ મને મદદ કરવાનો એક માર્ગ સુઝ્યો છે તે કહું ?"

"શું ?"

"રત્નીએ રજા લીધી છે. આથી એક માણસ હમણાં ઓછું છે; એટલે બાબાને માટે એક માણસની જરૂર તો પડવાની જ. જો આ બાઇને રાખી લઇએ તો શું ખોટું ?"

"ખોટું તો કંઇ નથી. પણ બાબા માટે બાઈની શી જરૂર છે ? હું શું કરીશ ?"

"તમારે શું કરવું એ પછી વિચારાશે. એની ફિકર ન કરો !" પછી તેણે બાઈ તરફ ફરી પૂછ્યુ: "તમારે શું બાળક છે બ્હેન ?"

"મારે એક સાત—આઠ વરસનો દિકરો છે ભાઈ. પણ એ તો બિચારો ઘેર પડયો રહેશે." બાઇએ શરમથી નીચી નજર રાખીને જ ઉત્તર આપ્યો.

"શા માટે ઘેર રહેશે ? બીજું કોઇ ન હોય તો પછી તમે મા–દિકરો અહીં આવીને જ રહો. તમારો છોકરો અમને અડચણ કરશે એમ માનીને મેં તમને નથી પૂછ્યું ! બેજ જણ હો તો પછી અહીં આવીને જ રહો." સંમતિ માટે બ્હેન તરફ જોઇ ચંદુ બોલ્યો: "તમે શું કહો છો બ્હેન ?"

'ઘરમાં નોકર–ચાકર રાખતી વખતે રજનીની સલાહ લેવાની જરૂર છે માટે એને પૂછીએ તો ઠીક' એમ કહેવાનું પ્રભાને મન તો થયું. પરંતુ મશ્કરીના ભયે વધુ ન બોલતાં તેણે સંમતિ આપી કહ્યું "તું કહે છે તે ઠીક છે !" પછી વાત ફેરવવાના હેતુથી આકાશ સામે જોઈ તે બોલી: "વળી વરસાદ આવે એમ લાગે છે; ચંદુ ! તું આમ એકલું ખમીસ પહેરીને ન ફર્યા કર ભાઈ, ચાલ ઘરમાં."

ચંદુ બ્હેનની પાછળ ચાલ્યો. થોડે દૂર જઇ તેણે પાછા ફરી પેલી બાઇને પૂછ્યું. "તમારૂં નામ શું બ્હેન ?"

"ગંગા !"

"વારૂ, તો હવે તમે સવારે તમારા દીકરાને લઇ અહીં આવતાં રહેજો. પછી તમારા પગાર વગેરેનું નક્કી કરીશું. સમજ્યાંને ? એમાં કંઇ વાંધો તો નથીને?"

"ના બાપુ. ત્રણ લુગડાં ને પેટ પુરતું અન્ન મળશે તોયે ઘણું છે."

"વારૂ ત્યારે સવારે આવજો." કહી ચંદુ બ્હેનની પાછળ અંદર જતો રહયો.

બાઇ થોડીવાર આ ભાગ્યશાળી પુરૂષ સામે જોઇ રહી. પછી આકાશ સામે જોઇ, ચંદુને મનોમન આશિર્વાદ આપી ઇશ્વરનો ઉપકાર માની દરવાજા બહાર નીકળી ગઇ.

ચંદુએ દીવાનખાનામાં આવી જોયું તો રજની બારી પાસે ઉભી રહી આકાશમાં ઘેરાતાં વાદળાં તરફ એકીટસે જોઇ રહી હતી.

ચંદુના પગલાંનો અવાજ સાંભળી તે પાછી ફરી, ચંદુને જોઇ પુનઃ પૂર્વવત ઉભી રહી. ચંદુ કશું જ બોલ્યા વગર એકચિત્તે ઉભેલી પત્નીને જોઇ રહયો.

થોડી પળ એમ જ વીતી ગઇ. એકાએક રજનીએ મ્હોં ફેરવી જરા હસીને પૂછયું: "કોઇ અનુભવીએ હજી એવી શોધ નથી કરી ખરૂં ? કે...." કહી તે અટકી ગઇ.

"કે ?" ચંદુએ પત્નિને એકાએક અટકી ગયેલી જોઇને પૂછયું.

"કે, અમુક સમયે ઘેરાયેલાં વાદળ અમુક કલાકમાં વરસી યા વિંખાઇ જવાંજ જોઇએ !"

આ નિરર્થક પ્રશ્નથી ચંદુ ખડખડાટ હસીને બોલ્યો: "ના, એ અગત્યના પ્રશ્ન તરફ કોઇએ લક્ષ

આવ્યું લાગતું નથી. પરંતુ કોઇ કવીએ એનું ભાવી શંકા જેવું કહ્યું છે! શંકાનાં વાદળ જેમ મનપવનના જોરે ઘેરાય વિંખાય છે તેમ!"

"એ....મ?" કહી રજની ફરી પીઠ ફેરવી આકાશ સામે જોઇ રહી.

ચંદુ પુસ્તક મેજ પર મૂકી, સીગારેટ સળગાવી ધુમાડા કાઢવા લાગ્યો.

થોડી વાર પછી રાઘવે આવીને બત્તી કરી. વીજળીના પ્રકાશથી રજનીની વિચારમાળા તૂટી. તે ચંદુ પાસે આવી હસતાં હસતાં બોલીઃ "હું તમને એ તો પુછતાં જ ભૂલી ગઇ! પેલી બાઇ કોણ હતી?"

"એ બાઇ વિષે હું કંઇ વધુ જાણતો નથી, કોઇ ગરીબ વિધવા હતી. એટલુંજ જાણું છું!"

"શા માટે આવી હતી?"

"મદદ માટે, મજુરી માટે, નોકરી શોધવા!"

"પછી?"

"સવારે બોલાવી છે!"

"શા માટે?"

"નોકરી કરવા!"

"એ બાઇને?"

"હાસ્તો, જેને નોકરી કરવી છે એને જ બોલાવાય ને?"

ભળતી જ રીતે પ્રશ્ન થઈ જવાથી રજની જરા છોભીલી પડી જઈ બોલી. "ઠીક." પણ તરતજ કંઇક યાદ કરીને કહ્યું: "આટલાં બધાં માણસો તો છે, બ્હેનને પણ હવે આરામ છે, એક વધુ નોકરની શી જરૂર હતી?"

"રતનીના બદલામાં એક માણસ રાખવું તો જોઇશે જ ને? બાબાને સાંચવવા માટે એક બાઇની જરૂર નહિ પડે?"

"બાબા માટે?...........ઠીક છે."

ચંદુ સીગરેટ બુજાવતાં બોલ્યો: "મને હમણાં હમણાં એમ થયા કરતું હતું કે જો બાબા માટે એકાદ બાઇ માણસ રાખી લેવાય તો ઠીક. અનાયાસે આજે આ નિરાધાર બાઇ આવી, એટલે રાખી લીધી. સ્વાર્થ સાથે પરમાર્થ સાધવાનું પુણ્ય શા માટે જવા દેવું જોઇએ? લેણાદેવીના સંબંધ છે. એનું પણ આપણે ત્યાં અન્ન લખ્યું હશે!"

"હાસ્તો, નહિ તો આમ 'ન જાન ન પેછાન ને હું તારો મેમાન' એવું ક્યાંથી બને?"

ઘડીયાળમાં આઠના ડંકા પડ્યા, રજની ચમકીને ઘડીયાળ સામે જોઇ બોલી: "કેમ હજી જમવાની વાત કોઇ કરતું નથી? ધીરજલાલ હજી નથી આવ્યા શું?"

"ચંદુ હલવાઇ! છો કે ઘરમાં?" બહારથી ધીરજલાલે બૂમ મારી?"

"જી, ફરમાવો મહેરબાન," કહીને ચંદુ હસતો હસતો બહાર નીકળ્યો, રજની લાજનો ઘુમટો કાઢી અંદરના ઓરડામાં જતી રહી.

"ભૂખ લાગી છે ભાઈ," ધીરજલાલે પેટે હાથ ફેરવતાં દયામણું મ્હોં કરી કહ્યું.

મહારાજ રસોડાના બારણામાં જ ઉભો હતો, ચંદુએ તેને ઉદ્દેશીને પૂછ્યું: "કેટલી વાર છે મહારાજ?"

"જી, તૈયાર છે, બ્હેનની વાટ જોઉં છું."

"બોલાવો, બોલાવો જલ્દી." કહીને સાળો બનેવી રસોડા તરફ ચાલ્યા.

બીજે દિવસે સવારે ગંગા પોતાના આઠેક વરસના બાળકને સાથે લઈ બંગલે આવી. ચંદુ હાથમાં અરધું ચાવેલું દાતણ લઈને માળી સાથે વાતો કરી રહ્યો હતો. ગંગાને જોઇ તેણે કહ્યું:

"આવ્યાં બ્હેન!"

"હા, બાપુ." કહી ગંગા નીચું જોઇને ઉભી રહી.

"આ તમારો દિકરો?" ચંદુએ ગંગાની આંગળીએ વળગેલા બાળક તરફ જોઇ પૂછ્યું.

"હા બાપા, નાનપણમાં તો એ પહેલવાન જેવો હતો. જેમ મોટો થતો જાય છે તેમ દૂબળો થતો જાય છે! બિચારાંને પેટપુરતું ખાવાય ન મળે, તો પછી બીજું શું થાય?"

"વારૂ, એતો સારો થઇ જશે, પણ તમારો સામાન ક્યાં?"

"સામાન?" વિષાદની ઘેરી રખાઓ વચ્ચે કૃત્રિમ હાસ્ય લાવી ગંગાએ કહ્યું "અમારે સામાન શું હોય શેઠ? બે ચાર કપડાં અને બે ચાર વાસણ એક ભાંગેલ ટ્રંકના ખોખામાં ભરીને પાડોશમાં મૂકતી આવી છું. ઓરડી તો પંદર દિવસ પહેલાં જ ભાડું અપાયું ન્હોતું તેથી ખાલી કરાવી છે, ચાલીમાં જ પડ્યાં રહેતાં હતાં."

"હું...." કહી ચંદુએ રાઘવને બૂમ મારી, રાઘવે પાછળથી જ જવાબ આપ્યો: ચંદુએ પાછાં ફરી જોયું તો રજની પણ રાઘવની પાછળ પાછળ આવતી હતી.

"રાઘવ, આ બાઇને માળીની બાજુની ઓરડી ઉઘાડી આપ." ચંદુએ રાઘવને આજ્ઞા કરી. બાઇને ઉદ્દેશી કહ્યું "તમે રાઘવની સાથે જાવ, એ તમને એક ઓરડી ઉઘાડી આપશે."

રાઘવ મા-દિકરાને પગથી માથા સુધી નીરખી બોલ્યો: "ચાલો બાઇ તમને ઓરડી બતાવું."

"ચાલો ભાઇ." કહીને ગંગા છોકરાને લઇ રાઘવની પાછળ પાછળ ચાલી.

ગંગાના ગયા પછી રજની પતિ પાસે આવી બોલી: "તમે ઓળખો છો આ બાઇને?"

"ના!"

"બેન ?"

"કોને ખબર ?" જરા થોભીને પછી કહ્યું.

"ના."

"તો આવડા મોટા ઘરમાં આમ એકદમ અજાણી બાઈને કોઈનીયે ઓળખાણ વગર રાખી લેવી તમને ઠીક લાગે છે ?"

"તારી વાત તદ્દન ખોટી નથી. પરંતુ જે લોકો વિશ્વાસ અને આત્મબળમાં માને છે તેઓ શંકાને બહુ મહત્વ નથી આપતાં ! બ્હેનના આત્મબળમાં મને શ્રદ્ધા છે. જેના પર એમણે વિશ્વાસ મૂક્યો હોય એ કદિ પણ વિશ્વાસઘાત કરી શકે નહિ, માણસને પારખી લેવાની બ્હેનમાં કેટલી શક્તિ છે એ હું જાણું છું !"

થોડો વખત અબોલ રહી એક દીર્ઘ નિશ્વાસ મૂકી ચંદુ ફરી કહેવા લાગ્યો: "પૂરાં આઠ વરસ સુધી પરીક્ષા આપવા પોતે જાતે જઈને ઘેર ઘેર ઉભો રહ્યો. કોઈએ ઓળખ્યો જ નહિ. એક દિવસ અચાનક અંધારી રાતે બ્હેનની નજરે ચડયો. બ્હેન પારેખ હતી, એણે પારખી લીધો અને જ્યારે સમાજમાં ઉભો રાખ્યો ત્યારે લોકોએ જાણ્યું કે પોતે પારખવામાં ભૂલ કરી હતી. હવે તો એને ખરીદી લેવા સૌ કોઈ તૈયાર છે."

રજની કશું જ બોલ્યા વગર એક નિશ્વાસ મુકીને અંદર જતી રહી. ચંદુ ત્યાં જ એક શિલાસનપર બેસી

ોતાના ભવ્ય મહાલ સામે જોતો કંગાલ ભૂતકાળમાં
મવા લાગ્યો.

× × ×

ગંગાના આવવા છતાં પણ પોતાને કોઈ જાતની
ાસ રાહત ન મળવાથી રાઘવને અત્યંત અફસોસ
યા કરતો. વખત જતાં એ અફસોસે અદેખાઈનું રૂપ
ીધું. એક દિવસ શેઠાણી પાસે જઈ તેણે ફરીઆદ કરીઃ
હું જાણું છું કે ગંગાને આપણે બાબાને રમાડવા માટે
ખી છે. પણ એટલું કામે ય એ પોતે તો કરતી નથી.
પનો છોકરો જ બાબાને ફેરવ્યા કરે છે! ગંગા તો દિવસભર
ાતાના જ છોકરાની કાળજીમાં પડી છે. થોડું ઘણું ઘર-
ામ કરવામાં મદદ કરે તો મારાથી બીજું કોઈ કામ તો
ઈ શકેને? આવડું મોટું ઘર છે કામનો કોઈ પાર
થી. !"

રજનીએ રાઘવની વાત ધ્યાનથી સાંભળી અપ્રસ-
તા ધારણ કરી ઉત્તર આપ્યોઃ "આપણે તો તેને એકજ
ાણસનો પગાર આપીએ છીએ ને? જોઈએ તો એ
ોતે બાબાને રમાડે કે જોઈએ તો છોકરો. એવી અદે-
ાઈ કરી કેમ પરવડશે?"

રાઘવે છોભીલા પડી જઈ કહ્યુંઃ "અદેખાઈની
ાત નથી બાઈ, હું તો આ ઘરના એક માણસ જેવોજ
ઈ ગયો છું એટલે પોતાનું સમજી બોલ્યા વગર રહી

શકાતું નથી. નહિ તો મારે શું? ગંગાને જો પગાર સામે જોઇને જ નોકરી કરવાની છે તો મારે પણ બીજો શો સ્વાર્થ છે? "કહી તે ચાલતો થયો. જતાં જતાં તે બબડ્યો: "કહીએ તો કહેશે અદેખાઇ કરે છે! પણ રોજ મરજી મુજબ ખર્ચ કોના માટે કરે છે એ કદિ કોઇએ પૂછ્યું છે?"

રજનીએ ખર્ચનું નામ સાંભળી રાઘવને પાછો બોલાવી પૂછ્યું. "કોણ ખર્ચ કરે છે રાઘવ?"

"ગંગા!"

"શા માટે?"

"કહેવાય છે તો બાબા માટે! પણ બાબો કંઈ એવડો મોટો થઇ ગયો નથી કે રમકડાં માટે કજીયા કરે! રોજ એકાદ બે રૂપિયાનાં નાનાં મોટાં રમકડાં આવ્યાજ કરે છે એ કોના માટે આવે છે એ કોઇએ વિચાર્યું છે? નવરાં બેઠાં રોજ નવાં નખરાં સૂજે છે એને! આજે ઘોડો તો કાલે સાયકલ, આજે મોટર તો કાલે હિંચકો, આ બધાં રમકડાંથી શું બાબો રમવાનો છે? એનો જ છોકરો રમે છે ને મા બેઠી બેઠી આ ઘરનું અંધારૂં જોઇને હસે છે, કોઇ દિવસ તેના ઓરડામાં જઇને જુઓ તો ખબર પડે!" એટલું કહીને રાઘવ રોફમાં ને રોફમાં જતો રહ્યો. પોતે શું કહેવા આવ્યો હતો અને શું કહી ગયો તેનું પણ તેને અદેખાઇના અંધાપામાં ભાન રહ્યું નહિ.

રાઘવના ગયા પછી રજનીને વિચાર કરતાં લાગ્યું કે પતિના સંતોષને ખાતર અને બાબાને લાડ લડાવવામાં ખર્ચ થતો હોય તો એ કંઈ ખોટું નથી. પરંતુ ગંગા-ની જ ઇચ્છાથી જો આ બધો ખર્ચ થતો હોય તો તેના તરફ બેદરકાર રહેવું એ કોઈ રીતે ડહાપણ નથી. તે ઉઠીને પ્રભાના દિવાનખાનામાં આવી, પ્રભા કોચ પર બેઠી બેઠી નીચું જોઇને બાબાની ચડી સીવી રહી હતી. રજનીને જોઈ તે બોલી: "તું હજી સુતી નથી વહુ?"

"ના." રજનીએ નીચું જોઇને જવાબ આપ્યો. તે વધુ કંઇ બોલી શકી નહિ.

"કેમ! આજે કંઈ ઠીક નથી શું? આમ નિસ્તેજ કેમ થઈ ગઇ છે?" કહી પ્રભાએ પ્રેમથી રજનીને ગાલે, પેટે હાથ ફેરવી જમણા હાથની નાડી જાલી કહ્યું: "તાવ જેવું તો નથી! માથું દુ:ખે છે?"

રજનીએ લાડનો છણકો કરી કહ્યું: "રાત ને દિવસ સુવરાવી જ રાખશો? બહુ સુતાંય કંટાળો આવે છે!" રજની આળસ મરડી કોચ પર બેસી ગઈ. બ્હેનનું વ્હાલ જોઇ ગંગાને નામે પણ બાબાના લાડમાં અડચણ કરવાની તેની હિમ્મત ચાલી નહિ.

"ચંદુ શું કરે છે?" પ્રભાએ રજનીની પીઠપર હાથ ફેરવી પૂછ્યું.

"કોણ જાણે, સુતા હશે કદાચ!"

"તો પછી સાંજના સીનેમા જોવા જાવ બધાં. બે ઘડી આનંદ કરી આવો!" થોડી પળ જાળવી ફરી તેણે રજનીની પીઠપર હાથ ફેરવી કહેવા માંડયું. "હમણાં હમણાં તારી તબીયત બરાબર રહેતી નથી એ હું જોઈ રહી છું. ચંદુને કેટલીયે વખત કહ્યું કે થોડા દહાડા બંને ક્યાંક હવાફેર કરી આવો. પણ માને જ શાનો? મારી ચાકરીમાં તો તું માંદી પડી!"

"મને તો કંઈ થયું નથી."

"નથી થયું તો આમ કેમ થઈ ગઈ છે? જાવ, આજે બે ઘડી સીનેમામાં જઇ આવો."

"અરે ભાઇ! મને પણ ઉંઘ આવતી નથી, જરા કૃપા કરીને મારે માટે પણ કંઇક વ્યવસ્થા કરજે!" અંદરના ઓરડામાંથી ધીરજલાલે ઉંચે સાદે પ્રભાને પ્રાર્થના કરી.

ધીરજલાલનો અવાજ સાંભળી રજની એકદમ ઉભી થઇ જઇ માથાપર નો છેડો સરખો કરતાં ધીમેથી બોલી: "હાય, હાય, મારા બનેવી અંદર છે?"

"હમણાં સુધી નસ્કોરા બોલાવતા હતા. હવે વળી ઉંઘ ઉડી હશે!"

"હું જાઉં છું." કહીને રજની હસતી હસતી બહાર જતી રહી.

રજની ત્યાંથી નીકળીને સીધી નીચે ઉતરી બાબાના ખંડમાં આવી. આ પહેલાં તે કોઈ દિવસ બાબાના ખંડમાં આવી ન્હોતી. આ ખંડની સમૃદ્ધિ જોઈને તો તે સડક જ થઈ ગઈ! એક ખુણામાં પડેલા પારણા પાસે ઉપર બેસીને ઉંચા નીચા થઈ શકાય એવો એક લાકડાનો ઘોડો ઉભો હતો. ચાર ખુણાપરના 'શો કેસ'માં ચાવીવાળાં ને ચાવી વગરનાં, રબ્બરનાં, લાકડાંનાં, કચકડાનાં ને પતરાંનાં રમકડાં ખીચોખીચ ભર્યાં હતાં. એક ખુણામાં નીચે રબ્બરના નાના મોટા દડાઓ પડ્યા હતા. રમકડાંઓનું આ પ્રદર્શન જોઈને રજનીને એમ લાગ્યું કે રાઘવનું કહેવું તદ્દન ખોટું ન્હોતું. બાબો એક ખુણામાં ઉભો ઉભો હાથમાં લાકડાનું દાડેમ લઈને ભીંત સાથે અફાળી રહ્યો હતો. નીચે ગાલીચા પર ગંગાનો છોકરો સાત આઠ ચાવીવાળાં કબુતરોને એકી સાથે ચાવી દઈ અવ્યવસ્થિત દોડતાં જોઈ હસતો હતો. શેઠાણીને જોઈ છોકરાએ ઉભાં થઈ દોડીને બાબા ને ઉચકી લીધો. બાબાએ મામીને જોતાં જ તેની પાસે જવા હાથ લાંબા કર્યાં. રજનીએ તેને ઉચકી લઈ એક ચુંબન કર્યું ને ક્રોધથી છોકરા સામે જોઈ પૂછ્યું: "તારી મા ક્યાં છે?"

છોકરાએ હાથનો ઈશારો કરી કહ્યું: "ઘેર છે." ને પછી ગભરાઈને તે બહાર દોડી ગયો. રજની બાબાને કેડમાં લઈ આખા ઘરમાં ફરી વળી, બબડતી બબડતી તે બહાર નીકળી. પગથીયા પાસે જ ગંગા તેને સામી

મળી. રજનીએ પૂછ્યું: "આજે બાબા માટે શું મંગાવ્યું છે ગંગા?"

ગંગા શેઠાણીના વ્યંગને સમજી શકી નહિ. તેણે ઉત્સાહીત થઈને જવાબ આપ્યો: "રબ્બરનો હાથી મંગાવ્યો છે! કાલે માળીનો ભાઈ આવ્યો હતો તેણે કહ્યું કે અમારા શેઠ એવો હાથી લાવ્યા છે. પવન ભરવાનો સંચો પણ સાથે આવે છે! પવન ભરો એટલે તે નાનું છોકરૂં બેસી શકે એવડો મોટો થઈ જાય છે." કહી તે શેઠાણીના અભિપ્રાય માટે સામે જોઈ રહી.

"કોણ લઈ આવશે?"

"શેઠ."

શેઠનું નામ સાંભળી રજનીનો ગુસ્સો કંઈક નરમ પડી ગયો. પરંતુ તે ચૂપ રહી શકી નહી. કડક સ્વરે તે બોલી: "જે છોકરો હજી પુરૂં ચાલતાંય શીખ્યો નથી તેને માટે તું હાથી, ઘોડા, ગધેડા ને સાઈકલ-મોટર મંગાવવા માંડી છે તે એના ઉપર બેસશે કોણ? બાબો કે માધુ?"

ગંગા તો આ અભિપ્રાય સાંભળીને થીજી જ ગઈ. તે કંઈ ઉત્તર આપી શકી નહિ. ગભરાઈને તે નીચું જોઈને જ ઉભી રહી. રજની જતાં જતાં છણકો કરીને બોલી: "મંગાવો. લેણા દેવીના સંબંધ છે તે કંઈ પૂરા કર્યા વગર છૂટકો છે?" બોલતાં બોલતાં તે પાછી ફરીને ઉપર જતી હતી એટલામાં તેણે પ્રભાને આવતી

જોઇ. રજનીને લાગ્યું કે બ્હેને તેની વાત સાંભળી હોવી જોઇએ. તો પણ તે પાછી ફરી ગંગાને અનુસંધાનમાં વધુ કહેવા જતી હતી પરંતુ વચમાં જ પ્રભાએ પૂછ્યું. "શું છે ભાભી?"

રજનીએ અત્યાર સુધીમાં આવેલાં અને આવનાર રમકડાંઓની બીનજરૂરીઆત ઉપર લાગણી ભરી ભાષામાં લાંબું વિવેચન કર્યું અને એ બધામાં ગંગાનો જ સ્વાર્થ છે એમ પૂરવાર કરવા બોલી: "આખર આ બધું કોના છોકરા માટે આવે છે?"

પ્રભા ગંગાને કંઇક પૂછવા જતી હતી એટલામાં દાદર પર કોઇના બુટનો અવાજ સંભળી. બધાંએ એકી સાથે દાદર તરફ જોયું તો ધીરજલાલ ધીમે ધીમે નીચે ઉતરતા હતા! રજની એમને જોઇ શરમાઇને ચાલી ગઇ. પ્રભા ચૂપ થઈ ગઇ અને ગંગા ઉતરેલે મ્હોંયે ઘર તરફ પાછી વળી.

"શું હતું?" ધીરજલાલે જીજ્ઞાસાપૂર્વક પ્રભાને પૂછ્યું.

"કંઈ નહિ." કહી પ્રભા દાદર ચડવા લાગી.

ધીરજલાલ પણ પાછા ફરી પ્રભાની પાછળ જ ઉપર આવ્યા. દિવાનખાનામાં આવી તેમણે કોચપર બેસતાં ધીમેથી કહ્યું. "ધાર્યું તો હતુંજ. પણ આટલું બહેલું નહિ!"

પ્રભા પતિના કહેવાનો ભાવાર્થ સમજી; રોષધારણ કરી બોલી: "તમે કોઈ પણ વાત પૂરેપૂરી સાંભળ્યા વગર અભિપ્રાય આપવાનું છોડી દો, તમે જાણો છો કે ત્યાં શી વાત થતી હતી?"

"પૂરેપૂરી વાત મેં નથી સાંભળી એ ખરૂં, પણ જે સાંભળ્યું છે એના ઉપરથી કલ્પના તો કરી શકું છું."

"તમારી એ કલ્પના ખોટી છે! એ આપણા ઘરની વાત ન્હોતી!"

ધીરજલાલ ખસીયાણા પડી જઈ બોલ્યા: "તો તું જાણે!"

રાત્રે ચંદુ અને ધીરજલાલ જમવા બેઠા હતા, પ્રભા પાનની પેટી લઈ સામે જ પાટલો નખાવી બેઠી હતી, રજની બાજુના ઓરડામાં અરધું બારણું ખુલ્લું રાખીને ઉમરામાં બેઠી બેઠી અંદરનો વાર્તાલાપ સાંભળી રહી હતી.

"આજે કેમ બરાબર જમતો નથી ભાઈ! રસોઈ બરાબર થઈ નથી શું?" પ્રભાએ ભાઈને ઓછું જમતો જોઈ વ્હાલથી પૂછ્યું.

"રસોઈ તો બરાબર છે પણ તું આજે પીરસતી નથી તેથી! કૃષ્ણના સ્પર્શથી જેમ સુદામાના તાંદુલમાં અનુપમ સ્વાદ આવ્યો હતો એમ તારા સ્પર્શથી મહારાજની રસોઈ પણ સ્વાદિષ્ટ બની જાય છે!" કહીને

ધીરજલાલે એક પુરી ચોવડી વાળી મોંમાં મૂકી ઉં હુંહુંહું કરીને હાસ્ય કર્યું.

પ્રભાએ પણ પતિના હાસ્યમાં હાસ્ય મેળવી કહ્યું: "તમે ભલે મશ્કરી કરો પણ તમારે બ્હેન હોત તો તમને ખબર પડત કે બ્હેનના હાથે પીરસેલું વધારે જ ખવાય છે!"

"એ વાત તો ખરી છે બ્હેન, તમે પીરસો છો ત્યારે જરૂર વધારે ખવાય છે." બ્હેનના અભિપ્રાયને અનુમોદન આપી ચંદુએ ત્રાંસી આંખે રજની સામે જોઈ માર્મિક હાસ્ય કર્યું. રજનીએ શરમાઈને અરધું વાસેલું બારણું પૂરૂં વાસી દીધું.

"ત્યારે તો લાવ હું જ પીરસું." કહી પ્રભા ઉભી થઈ, પાનની પેટી, બારણું ઉઘાડી રજની પાસે મૂકતાં બોલી: "તમે પાન બનાવો નહિ તો તમારા પતિદેવ અરધા ભૂખ્યા રહેશે!"

"આજે તો તું પીરસીશ. પરંતુ બે દિવસ પછી એ કલકત્તા જશે ત્યાં તેને કોણ પીરસશે?" ધીરજલાલે પૂછ્યું.

"કેમ કલકત્તા?" પ્રભાએ રસોડામાં જતાં જતાં બારણામાં જ ઉભાં રહી સાશ્ચર્ય પૂછ્યું.

"અરે હા. એ તો હું તમને કહેતાં જ ભૂલી ગયો છું. ખરૂં?" ચંદુએ બ્હેન સામે જોઈ કહ્યું.

" કલકત્તામાં હમણાં એક મોટું પ્રદર્શન ભરાવાનું છે. આખા હિંદુસ્થાનમાંથી સ્વદેશી બનાવટની અનેક વસ્તુઓ બનાવનારાઓ ત્યાં પોતાનો માલ લઈ આવશે. બે એક મહિના એ પ્રદર્શન ચાલુ રહેવાનો સંભવ છે, મેં ત્યાં ભોજન પ્રબંધનો 'કોન્ટ્રેક્ટ' લીધો છે. પહેલવહેલું જ આવું કામ લીધું છે, વળી પરદેશ છે, એટલે મારે પોતાને જ જવું પડશે!" વાત કરીને ચંદુ ઉત્તરની રાહ જોઈ રહ્યો.

"ઓહો, એ તો ઘણું મજાનું! બે માસ રહેવાનું છે તો વહુને સાથે તેડી જજે! તારા ખાવા–પીવાની વાત તો ઠીક પણ વહુને થોડા દિવસ હવાફેરની જરૂર છે. આજે બપોરે જ મને એ વિચાર આવ્યો હતો. બંને સાથે જ કલકત્તા જાવ." પછી પતિ તરફ જોઈ એ બોલી: "હવે તો તમારી ચિંતાનું નિવારણ થઈ ગયું ને? કલકત્તામાં તેને તેની બ્હેન કરતાં પણ વધુ વ્હાલથી જમાડનારી હશે." પછી ચંદુને ઉદ્દેશી કહ્યું: "તું જરૂર રજનીને તેડી જજે!"

ચંદુએ રજની સામે જોઈ હસતાં હસતાં બ્હેનને કહ્યું: "ત્યાં મારે ખાવાપીવાની એટલી બધી અડચણ નહિ હોય કે અહીંથી કોઈને પગે પડીને ત્યાં તેડી જાઉં!" કેટલા ય મહિના વીશીમાં જમીને ફૂટપાથ પર સૂઈ રહ્યો છું. બે મહિનામાં બગડી જાય એટલી કાચી મારી તબીયત નથી રહી."

"ત્યારે એ પણ તારે પગે પડીને તણાતી નહિ આવે!" કહીને પ્રભા રસોડામાં જતી રહી.

રજની આ નવી વાત સાંભળી બપોરની વાત હવે નહિ નીકળે એમ મનોમન નક્કી કરી ત્યાંથી જતી રહી.

તે જ રાત્રે પતિના ચર્ણ ચાંપતી વખતે રજનીએ કહ્યું: "મને કેમ તમે એ વાત કરી નહિ?"

"કઇ વાત?"

"કલકત્તા જવાની."

"ચોકકસ થાય ત્યારે કહું ને?"

"હવે ચોકકસ થઇ ગયું?"

"હાસ્તો, બ્હેને પણ રજા આપી દીધી એ તેં સાંભળ્યું નહિ? હવે ચોકકસ થવામાં શું બાકી રહ્યું?"

"સાંભળ્યું. હવે કોઇને ય પૂછવાનું બાકી નથી રહ્યું ને?"

"રહ્યું છે! પરંતુ ત્યાંથી રજા મળવાની પૂરેપૂરી ખાત્રી છે!"

"તેથી જ બાકી રહેવા દીધું હશે!" રજનીએ કટાક્ષ કર્યો. પરંતુ તરત જ આંખમાં પાણી લાવી ગદ્દગદ્દ કંઠે બોલી: "ખરી વાત શા માટે કરતા નથી કે ઘરમાં ખાવા-પીવા ને પહેરવા ઓઢવાથી વધુ મારો કોઇ અધિકાર નથી!"

"વાહ એમ કેમ બને? સૂર્ય, બ્રાહ્મણને અગ્નિની સાક્ષીએ લીધેલી પ્રતિજ્ઞાઓ હજી કંઇ ભૂલી નથી ગયો."

ચંદુએ બેઠા થઇ રજનીની પીઠ પર પ્રેમથી હાથ ફેરવી કહ્યું.

"એ સાક્ષીઓ તેમારો કાન પકડીને કહેવા આવવાના નથી એ પણ યાદ જ હશેને ?"

"સાક્ષીઓને ફરી બોલાવવાની જરૂર જ નહિ પડે એ માટે તું બેફિકર રહેજે !" પછી થોડી વાર થોભી તેણે જ કહ્યું: "ખરી વાત તો એ છે કે તને સાથે જ તેડી જવી છે પછી પૂછવાનું શાનું હોય ?"

"તમે કેમ જાણ્યું કે હું સાથે જ આવીશ ?"

"કેમ નહિ આવે ? તને કલકત્તે આવવાનું નથી ગમતું ?"

"ગમે છે કે નહિ એ વાત જવા દયો ! કોઇ પણ માણસના જીવનમાં હંમેશાં ગમતું હોય એવું જ બધું થોડું બને છે ? જો એમ જ થતું હોય તો નશીબની વાત જ ક્યાં રહે ?"

"આપણે પોતે જ જે નક્કી કરવાનું છે તેમાં નહાક નશીબની વાત વચ્ચે લાવવાની શી જરૂર છે ? જો તારે આવવું હશે તો તને કોઇ રોકનાર નથી, નહિ આવવું હોય તો જબ્બરદસ્તીથી કોઇ લઇ જનાર નથી, તું આજે આવી ખોટી ચર્ચા કેમ ઉભી કરે છે એ જ સમજાતું નથી ! બોલ તારે આવવું છે ?"

"ના, મારે નથી આવવું !"

"જેવી તારી ઇચ્છા !" કહી ચંદુ પુસ્તક વાંચવા લાગ્યો. રજની પગ દબાબવાનું પૂરૂં કરી ક્રોધભરી પોતાના બીછાનામાં જઇ પડી.

## ૯

સંતોકબાની ભલામણ પ્રમાણે કડવીમાસી અવારનવાર રજનીની ખબર પૂછવા આવી જતાં અને મોહ, મમતા તથા માયાના મોહાં ફળ વિષે અનુભવનાં અનેક દૃષ્ટાંતો સહિત રજનીને અદ્દભૂત જ્ઞાન આપી જતાં. આ બધી દુનિયા સ્વાર્થ પર જ રચાઇ છે માટે પોતે પણ પોતાના સ્વાર્થને જ સંભાળી રાખવો એ એમની વાતોનું તારણ હતું.

ચંદુના કલકત્તા ગયા પછી, એવી જ રીતે એક દિવસ માસી બેસવા આવ્યાં હતાં. માસી ભાણેજ દિવાનખાનામાં બેસી વાતો કરતાં હતાં એટલામાં પ્રભા હાથમાં કાગળ લઇ હસતી હસતી ત્યાં બોલી: "ભાભી!

હવે તો તમારે કલકત્તાં જવું જ પડશે! મારો ભાઈ બિચારો કેટલો હેરાન થાય છે એતો જૂઓ?" કહી તેણે પત્ર રજનીના હાથમાં આપ્યો. પછી માસીનું સ્વાગત કરતાં વિવેકથી બોલી: "માસી, તમે તો કંઈ હમણાં દેખાતાં જ નથી?"

"વખત જ ક્યાં મળે છે બ્હેન? આજ વળી ખબર મળ્યા કે ચંદુલાલ બહારગામ ગયા છે, એટલે થયું કે લાવ જરા રજનીને મળી આવું. સંતોક તો બિચારી કેટલીયે ભલામણ આપતી ગઇ છે. પણ આ સંસારી જીવડાને ઉપાધીઓ કંઈ ઓછી છે?" ક્યાંય માંદુ, ક્યાંય સાજું, ક્યાંય રીસામણાં—મનામણાં, ક્યાંય સારો–માઠો પ્રસંગ, જ્યાં જુઓ ત્યાં કડવી બેનને બોલાવો! અને મારો સ્વભાવ પણ એવો થઇ ગયો છે બ્હેન, કે દેહને કષ્ટ આપીને પણ કોઈનું ભલું થતું હોય તો કરવું!"

ઉપરની વાતમાં ક્યાંઇ રજનીનું નામ ન આવવાની યાદ આવી જવાથી અનુસંધાનમાં માસીએ ક્હેવા માંડયું: "ઘણી ઇચ્છા થાય કે રજનીને બે દિવસ તેડી જાઉં! પણ આજના જુવાનોનો વિશ્વાસ નહિ, વખતે મોકલે કે ન મોકલે તેથી જ્યારે મરજી થાય ત્યારે આવી ને દિકરીનું મ્હોં જોઇ જાઉં!" આમ કહીને જાણે પ્રભાને કંઇ ખાસ કહી નાખ્યું હોય તેમ માસીએ ત્રાંસી આંખે

રજની સામે જોઇ ખંધુ હાસ્ય કર્યું. પરંતુ રજનીનું તે તરફ લક્ષ જ ન્હોતું તે નીચું જોઇ પત્ર વાંચી રહી હતી.

"પૂજ્ય બ્હેન બા !

આજકાલ કરતાં આઠ દિવસ તો જતા પણ રહ્યા. અને મહિનો—બે મહિના પણ કદાચ જતા રહેશે. પરંતુ એમ જ જતા રહેશે કે કેમ એ શંકા છે !

કલકતા કંઇ મારી જન્મભૂમિ નથી, કયારે ય અહીં આવ્યો પણ નથી. છતાં અહીં આવ્યા પછી જનેતા સાંભરે છે ! અને તેની યાદ સાથે જ તમારી પ્રેમાળ મૂર્તિ હસતી હસતી સામે આવી ઉભી રહે છે."

આટલો ફકરો વાંચી રજનીએ ઉંચું મ્હોં કરી પ્રભા સામે જોયું ને જાણે પતિની ભાવનાનો સ્વિકાર કરતી હોય તેમ પાપણોના પડદા પાડી દીધા. પ્રભા એ જોઇ કંઇક કહેવા જતી હતી પરંતુ બાબાનો રૂદનસ્વર સાંભળીને "તમે વાંચીને પછી નકકી કરજો કે કયારે જવું." કહીને પોતે બહાર જતી રહી. રજની નિરૂત્તર રહી પત્રને આગળ વાંચવા લાગી.

"બાહ્ય સગવડતા જ માત્ર મનુષ્યને સંતોષ આપી શકતી નથી એ અહીં પળેપળે થતી તમારી યાદ પછી હું બહુ સારી રીતે સમજી શકયો છું.

ચાર દિવસ પહેલાં દિવસભરના કામકાજથી થાકીને રાતે મોડા લોજમાં આવ્યો. પહેલા વર્ગમાં ઉતર્યો

હોવાથી એક નોકર હંમેશા મારી પાસે રહે છે, એ બુઢા નોકરે આવી બત્તી કરી. પંખો ચાલુ કર્યો, બિછાનું તૈયાર કરી આપ્યું, પલંગ પાસે જ એક 'ટીપોય' પર સીગારેટ, પુસ્તક, લખવાનાં સાધન વગેરે મૂકી દીધાં. બસ એની ફરજ પૂરી થઇ. બહાર જઇને એ સૂઈ ગયો. એ જ વખતે તમે મને યાદ આવ્યાં. તમે મને એમ જ પૂછ્યું હોત કે: "ભાઇ કેમ આટલું મોડું થયું? થાકી ગયો હોઇશ માટે વહેલો સૂઇ જજે!" અને મને આટલા શબ્દો વગર જ સંતોષ થયો નહિ. મારા જેવા સ્નેહભૂખ્યા માણસને માત્ર સગવડતાથી સંતોષ કેમ થાય?

અને ગઇકાલે તો મારૂં હૈયું ભરાઇ આવ્યું. કાલે આખો દિવસ એટલું બધું કામ હતું કે થાકથી તાવ ચડી આવ્યો. રાત્રે લગભગ ૧૧ વાગ્યે લોજમાં આવ્યો. બુઢો નોકર રોજની જેમ યંત્રવત્ સગડનાં સાધનો ગોઠવી ગયો. અને વધુમાં જમવાની ના કહી એટલે અર્ધો શેર દૂધ અને ચાર—બિસ્કીટ આપી ગયો! અને રોજની જેમ બહાર જઇને બિછાનામાં પડી ઘોરવા માંડયું.

કોણ એમ પૂછે કે: "ભાઇ ત્હારૂં મ્હોં કેમ ઉતરી ગયું છે? કોણ માથે હાથ મૂકીને એમ કહે કે લાવ ભાઇ જરા લવીંગ ભરી આપું? આખી રાત બેચેનીમાં

પસાર કરી. રાતના બે વાગ્યે બારણું ખખડાવીને કોઇએ એમ ન પૂછ્યું કે 'હવે કેમ છે તને? બ્હેનના પ્રેમાળ હૈયા વગર બીજાને એવી કલ્પના પણ કયાંથી સુજે?

તમે કહેશો કે આ વયે આવાં છોકરવેડાં કયાંથી સાંભર્યાં? પરંતુ એમાં વયનો બાધ જ હોતો નથી બ્હેન, માણસ માત્રમાં આવા અપ્રતિમ અનુભવની અભિલાષાઓ ભરી પડી હોય છે, જેને એ અનુપમ સુખ અનુભવવાની તક સાંપડે એ કોઈ પણ સ્થિતીમાં કોઇ પણ વયે જતી કરી શકે નહિ. પોતાના પૌત્રોનું મુખ જોઈને મરણપથારીએ પડેલ વૃધ્ધો દર્દપીડીત દેહે માતાના નામનો પોકાર એટલા માટે જ કરે છે!

પણ તમે ફીકર કરશો નહિ, આજે જરા ઠીક છે, અને જો વધુ તબીયત બગડશે તો એ ઇચ્છિત સુખ મેળવવા ઘેર જ આવતો રહીશ.

તમારી ગૃહલક્ષ્મી, અન્નપૂર્ણા, સરસ્વતી વગેરે જે કાંઇ છે તેને આ જ પત્ર વંચાવશો. જુદો પત્ર નથી લખતો. કદાચ એને એથી અહીં આવવાની ઇચ્છા થાય! એ કાંઇ થોડી તમારી જેમ પરતંત્ર છે? કે એની ઇચ્છા હોય છતાં ય અહીં ન આવી શકે?

મારા બનેવીને પ્રણામ.

બાબાનાં રમકડાં બંધ ન થઈ જાય એ ધ્યાન રાખશો. લોભ કરશો નહિ. એને પ્યારથી બોલાવશો. મામાને યાદ કરતો હશે.

તમારો
ચંદુ.

પત્રની ઘડી કરી, આંખો લુછી રજનીએ માસી સામે જોયું. માસી અત્યાર સુધી દિવાનખાનાનું બારીક નિરીક્ષણ કરી રહ્યા હતાં. એ પ્રવૃત્તિ એકાએક બંધ કરી તેમણે પૂછ્યું: "શું લખે છે?"

"એમને ત્યાં ખાવા-પીવાની બહુ જ તકલીફ પડે છે, તબીયત બરાબર રહેતી નથી એટલે મને તેડાવે છે!"

"તો પછી અહીંનું શું થાય?" માસીએ એક મહત્વનો પ્રશ્ન ઉપસ્થિત કરતાં કહ્યું: "આ ભર્યું ઘર એમ કોઈના હાથમાં સોંપીને જતું રહેવાય કે? અને ત્યાં ક્યાં બે-પાંચ વરસ રહેવાનું છે? આજકાલના પુરૂષો એકલા રહી જ શકતા નથી! તારા માસા દસ વરસ એડનમાં રહ્યા હતા. એ દસ વરસમાં માત્ર એક જ વખત દેશમાં આવ્યા હતા અને તેયે ત્રણ-ચાર મહિના રહ્યા હતા. અને આ તો કલકત્તા છે. બે દી'નો રસ્તો! તેમાં તે આટલી ઉપાધિ કરવાની શી જરૂર છે? તારા માસા ક્યારે ય નહિ માંદા સાજા થયા હોય? પણ મને તો કાગળમાંયે લખે નહિ. તમે તો કાગળો ય લખી

વાંચી જાણો છો, અમને તો કાગળેય વાતું કરતાં ન્હોતી આવડતી! પુરૂષ જાત છે તે એમ લખે! આપણે તો ઘરનો વિચાર કરવો જોઇએ કે નહિ?" આટલું બધું કહ્યા છતાંય પ્રભાનું નામ આવ્યું નહિ તેથી માસી જરા વિચાર કરીને આજુ બાજુ જોઈ કોઈ નહિ સાંભળી શકે એવી ખાત્રી કરીને ધીમેથી બોલ્યાઃ "આ બધાં તમારી બેનનાં કારસ્તાન લાગે છે. એનો વર નોકરી મુકી દેવાના છેને? પછી તો બેય નવરાં! બે મહિનામાં મા શું નું શું થઈ જાય! હું તો તને ત્યાં જવાની સલાહ નથી આપતી!"

"એમ કેમ ચાલે માસી, મારે જવું તો પડશે જ. એમની તબીયત બરાબર રહેતી નથી. એ જાણ્યા પછી ઘરની સાંચવણુને બહાને બેસી રહેવું ઠીક ગણાય?"

"ઠીક કેમ ન ગણાય? બધું રીતમાં સારૂં લાગે! વખત આવે તો ધણી સાથે વનવાસે ય વેઠી લઇએ; પણ આમ વાતની વાતમાં ઘર વીંખી ન નંખાય! આઠ-દસ દિવસમાં ચંદુલાલની તબીયતને શું થઇ ગયું હશે એ તો બધાં બહાનાં છે. પુરૂષોનો સ્વભાવ જ એવો હોય; તેથી કંઈ આપણાથી ઘર મૂકીને ચાલ્યું ન જવાય. અને કદાચ આંખ-માથું દુઃખે પણ ખરૂં, પરદેશનું પાણી છે!"

"એ કદિ જુઠું ન લખે માસી! હું ન જાઉં અને કદાચ એ વધારે સાજા-માંદા થાય તો લોકો શું કહે?"

"તો પછી તારી બાને અહીં બોલાવ. એને ઘર સોંપીને પછી નિરાંતે જા કલકતા. એ હશે તો તારી બ્હેનને ય બરાબર સંભાળશે!" માસીએ કટાક્ષનું હાસ્ય કરી કહ્યું.

"એમને પૂછ્યા વગર મારી બાને ન બોલાવાય. મારી બાને પણ પોતાનું ઘર છે કે નહિ? વળી એમ કરવાથી એમને પોતાને અને પ્રભા બ્હેનને પણ કેટલું માઠું લાગે એ જાણો છો? વિનાકારણ હું પોતે તો હવે કદિ પણ મારી બાને બોલાવવાની નથી."

"તો હું જ લખીશ! મને કંઈ થોડી જ કોઈને માઠું લાગવાની બીક છે? કોઈને સારૂં લગાડવા ઘર સળગાવી ન દેવાય મા. તારી બા જ મને કહેતી ગઈ છે કે: "જો તમને કંઈ એવું લાગે કે મારી જરૂર છે તો તરત જ કાગળ લખી નાખવો. હું આવીશ. પોતાનાં છોકરાં માટે મા શું ન કરે? ઘર છોકરાંનાં હાથમાં સોંપીને પણ એ અહીં આવી હતી કે નહિ? અને...."

પરંતુ માસીના 'અને'નો અંત આવે ત્યાર પહેલાં "કાં ભાભી! શું નકકી કર્યું?" કહેતી પ્રભા બાળાને કેડમાં લઈ દીવાનખાનામાં દાખલ થઈ.

પ્રભાની વાત સાંભળી રજની મુંઝાઈ ગઈ હતી. તેણે અચકાતાં અચકાતાં ઉત્તર આપ્યો: "હમણાં જ નકકી કરવાની શી ઉતાવળ છે બ્હેન?"

પ્રભાએ એ સાંભળી માસીનો સહકાર માગતાં કહ્યું: “માસી! રજનીને ક્હોને કંઇ! બે મહિના કલકત્તા જઇ આવશે તો એની તબીયતે પણ ઠીક થઇ જશે. હજુ એકલાં છે તો બંને સાથે હરીફરી શકશે. રોજ રોજ કયાંથી આવો વખત મળે!”

“મારાથી શી રીત કહેવાય બ્હેન? એ કંઈ હવે છોકરું છે? અહીંનું યે સંભાળવું જોઇએને? એ તો ઠીક છે કે હમણાં તમે અહીં છો, ન હો તો કંઇ એમને એમ મૂકીને ચાલ્યું જવાય છે?”

“તેથી જ તો કહું છું કે હમણાં એ જઇ શકે તેમ છે.” માસીના ટેકાથી ઉત્તેજીત થઇને પ્રભાએ કહ્યું.

આવો કોઇ ટેકો આપવાની માસીની ઇચ્છા જ ન્હોતી તેથી તેમણે ફેરવી તોળ્યું.

“પણ તમારે કાલે કોઇ બીજે સ્થળે જવું પડે! જો આજે એ આમ રમતી ફરે તો ઘર ચલાવતાં શિખશે ક્યારે? વ્હેલાં મોડું આ બધું એને જ સંભાળવાનું છે ને? આવડું મોટું ઘર કોઇના આધારે મૂકીને જવાનું હું તેને કઇ રીતે કહી શકું?” આમ કહીને પોતે કેવું સ્પષ્ટ કહી નાખ્યું છે એ બતાવવા રજની સામે માર્મીક હાસ્ય સાથે નજર કરી, પરંતુ રજની નીચું જોઈ બેઠી હતી, તેથી માસીએ ખાસિયાણા પડી જઇ રજનીની જ સાક્ષી માગતાં પૂછ્યું: “ખોટું કહું છું રજની?”

રજની બ્હેનનું આટલું સ્પષ્ટતાભર્યું અપમાન સહન કરી શકી નહિ. તેણે ઉંચું જોયું: પ્રભાના મ્હોં પર માસીના મહેણાંની સ્પષ્ટ અસર જોઇ ખિન્ન સ્વરે ઉત્તર આપ્યો: "તમારી માન્યતા ખોટી નથી માસી, પણ અહીં પારકાંની વાત જ ક્યાં આવે છે? હું અહીં ન્હોતી ત્યારે જેણે આવડું મોટું ઘર વસાવીને સાચવ્યું છે તેના જ હાથમાં આજે છે. એમાં સોંપવા ન સોંપવાની વાત જ ક્યાં આવે છે?" હિમ્મતથી એટલું કહીને રજની માસી સામે જોઇ રહી.

માસી તો રજનીના આ છરી જેવા શબ્દોથી કપાઇ જ ગયાં. તેઓ પ્રભા સામે જોઇ કંઇ કહેવા જતાં હતાં એટલામાં ગંગાએ અંદર આવી ખબર આપ્યા કે મોટા શેઠ આવ્યા છે!

આશ્ચર્યપૂર્વક "કેમ અત્યારે?" કહી પ્રભા બાબાને ગંગાના હાથમાં મૂકી ઉતાવળે પગલે બહાર જતી રહી.

"કેમ આટલા વ્હેલા? ઠીક નથી?" કહેતી પ્રભા પોતાના દિવાનખાનામાં દાખલ થઇ. જોયું તો ધીરજલાલ કોટ ઉતારી એક ખમીસભર હાથમાં કાગળ લઇ વિચારગ્રસ્ત સ્થિતિમાં કોચ પર બેઠા હતા!

પ્રભા થોડી પળ આશ્ચર્ય અને ગભરાટથી પતિ સામે જોઇ રહી, તેણે થોથવાતી જીભે પૂછ્યું: "કોનો કાગળ છે?"

"રમણનો!" હાથ લાંબો કરી કાગળ પ્રભાને આપતાં ધીરજલાલે ધીરેથી ઉત્તર આપ્યો ને પછી હકીકત સમજાવતાં ઉમેર્યું: "પાછો આફ્રિકા જાય છે. તે આજે અહીં ઉતરવાનો છે. આઠેક દિવસ રોકાવાનો છે. સાડા ચારે 'ટ્રેન' આવે છે. છોકરાં સાથે છે એટલે ગાડી લઇને સામે જાઉં તો ઠીક લાગે એમ ધારી જરા વહેલો ઘેર આવ્યો!"

"હા....શ, સારૂં થયું! તમે તો આવીને એવી રીતે બેઠા હતા કે જોતાં જ મારૂં તો કાળજું ફફડી ગયું." પ્રભા પ્રસન્નતા ધારણ કરી બોલી: "માલવગરની વાતમાં યે મશ્કરી કર્યા વગર તમારાથી રહી શકાય નહિ! સામે જવું છે તેમાં આટલા ગંભીર બનીને શું બેઠા હતા? ચાર તો થયા છે, ચહા પીને જાવ." કહી પ્રભાએ રાઘવને બોલાવી, બે કપ ચહા મંગાવી મખ્ખનને ગાડી તૈયાર કરવાનું કહેવા આજ્ઞા કરી.

પતિ-પત્નિ રમણની જ વાતો કરતાં ચહા પી રહ્યાં હતાં એટલામાં મખ્ખને આવી સલામ કરી જણાવ્યું કે: "ગાડી તૈયાર છે."

"આવું છું જા." કહી ધીરજલાલ ઉભા થયા. મખ્ખન જતો રહ્યો.

ધીરજલાલ પ્રભાને રસોઇની વ્યવસ્થા કરવાનું કહી, કપડાં પહેરી બહાર નીકળ્યા. દાદર પર ઉભા રહી કોટના

બટન બંધ કરી કંઈ વિચાર કરતા પગથીયાં ઉતરવાની તૈયારી કરતા હતા એટલામાં દિવાનખાનામાંથી કડવી માસીનો અર્ધપરિચિત સ્વર સંભળાયો:

"પોતાનું પાપ કોઇ જાતે જઇને પ્રસિદ્ધ કરતું નથી ! છતાં ય પાપ કોઇના છુપાં રહ્યાં છે ? પેટમાંથી ઉછેરીને મોટો કરનાર માને માટે ય કોઇ આટલું કરતું નથી, સમજી ? અમે તો અનુભવથી કહીએ છીએ: ગામ આખું ય જાણે છે ! છોકરાની છબી તો જો ! છે ને બીજો ચંદુલાલ ? અને કહેવાય ભાઇ–બ્હેન !"

ધીરજલાલ વાતનું મુળ જાણવા સ્થિર થઇ કાન માંડી ઉભા રહ્યા. પરંતુ એટલામાં મગ્ગનપ્રસાદ અરધે દાદરે આવી બોલ્યો: "સાબ, ટેમ હો ગયા હૈ !"

ધીરજલાલે સ્વસ્થતા ધારણ કરવાનો પ્રયત્ન કરતાં ઉત્તર આપ્યો: "ચલો !" ને તેઓ દાદર ઉતરવા લાગ્યા.

ધીરજલાલનાં બુટનો અવાજ સાંભળી–સાવચેત રહીને વાત કરતાં–માસી પણ ચૂપ થઇ ગયાં.

પાંચ વાગ્યે ધીરજલાલ મ્હેમાનોને લઈ પાછા આવી પહોંચ્યા.

પ્રભા મ્હેમાનોની રાહ જોઇને દ્વાર પર જ ઉભી હતી. મોટરમાંથી મ્હેમાનો નીચે ઉત્તર્યાં. પૂરેપૂરા યુરોપીયન પોષાકમાં સજ્જ થયેલા લાંબા ને પાતળા રમણલાલે બે હાથ જોડી ભાભીને નમસ્કાર કર્યા. પ્રભાએ પણ મુંગાં મુંગાં અભિનયથી જ ઉત્તર આપ્યો.

"નમસ્કાર તો જીલ્યા પણ ઓળખો છો?" રમણે મશ્કરી કરતાં કહ્યું.

માથું જ નમાવી પ્રભાએ હસીને ઉત્તર આપ્યો: "ઓળખું છું"

"ક્યાં જોયો હતો?"

"લગ્નમાં" કહીને પ્રભા દાંત વચ્ચે સાડીનો છેડો દબાવી શરમથી અંદર જતી રહી.

ધીરજલાલ રમણથી વયમાં મ્હોટા હતા. આથી રમા તેની લાજ કાઢતી હતી. લાજનો ઘુમટો કાઢી તે સૌની પાછળ ધીમે ધીમે ચાલતી હતી. દ્વાર પર આવી, છોકરાને કેડમાંથી નીચે ઉતારી શરમાઈને બહાર જ ઉભી રહી.

"આવો ને અંદર" વચ્ચેના બારણામાં ઉભી રહી પ્રભા દેરાણીને ઉદ્દેશી બોલી: "મારા દિયર કરતાં તમારૂં સગપણ જરા ય ઓછું નથી. એની ભાભી છું તો તમારી ભાભીજી છું!"

રમણે ખડખડાટ હસતાં સાક્ષી આપી: "જરૂર, મારા કરતાં એનું સગપણ એક અક્ષર વધારે છે."

રમા થોડું વધારે નીચે ઓઢી અંદર આવી અને ભાભીજીને પ્રણામ કર્યાં.

અત્યાર સુધી નાનો બાબુ આ નવા ઘરને કુતુહલતાથી નિહાળી રહ્યો હતો, તેણે એકાએક દોડીને પ્રભાનો પાલવ પકડી લીધો.

પ્રભા બાળકને પ્રેમથી ઉચકી વ્હાલથી એક બચી લઈ બોલી: "તમે બંન્નેએ તો માત્ર વિવેક જ કર્યો છે. પરંતુ બાબુએ તો ખરેખર મને ઓળખી લીધી."

રમણે ઉત્તર આપ્યો: "એ ઓળખાણ કેટલો વખત નભી રહે છે તે જો જો."

"જો જો ત્યારે" કહી પ્રભા બાળકને લઈ અંદર જતી રહી. રમા પણ તેની પાછળ પાછળ અંદર ચાલી ગઈ:

બીજે દિવસે રવિવાર હોવાથી બંને મિત્રો સવારે બગીચામાં લટાર મારી રહ્યા હતા, તેની પાછળ થોડે દૂર પ્રભા તથા રમા પણ નાના બાબાને લઈ ધીમે ધીમે વાતો કરતી ચાલતી હતી. તેઓ દરવાજા પાસે આવ્યા એટલામાં એક ઘર ચાકર જેવા દેખાતા માણસે આવી રમણને પૂછ્યું: "શેઠાણી કોણ છે?"

"આ છોકરો તેડીને ફરે છે તેજ શેઠાણી! નથી ઓળખતો?" રમણે મશ્કરીમાં જ ઉત્તર આપ્યો.

પેલા માણસે "સાહેબ નવો જ છું" કહીને પ્રભા પાસે જઈ તેના હાથમાં એક બંધ કવર મૂક્યું.

પ્રભા તેને નહિ ઓળખી શકવાથી આશ્ચર્યસહ જોઇ જ રહી, પેલો નોકર જવાબ લીધા વગર જ ચાલતો થયો. પ્રભાએ કવર ફેરવી જોયું તો તેના પર "આ પત્ર બ્હેનને મોકલાવજો." એટલું જ માત્ર લખ્યું હતું.

ધીરજલાલે પ્રભા પાસે આવી "આ કોનો કાગળ છે જોઉં ? તારા ભાઇનો ?" કહી કવર ઉપાડી લીધું અને ફોડીને વાંચવા લાગ્યા. બીજા બધાં ઉત્સુકતાથી તેની સામે જોઇ રહ્યાં.

પત્ર વાંચતાં વાંચતાં ધીરજલાલનું મ્હોં એકદમ ઉતરી ગયું ને પછી ક્રોધથી લાલ થઇ ગયું: પ્રભા આ ફેરફાર બરાબર લક્ષપૂર્વક જોઇ રહી હતી, તેણે વિસ્મીત થઇ પૂછ્યું : "કોનો કાગળ છે ?"

ધીરજલાલે પત્રની ઘડી કરી કવરમાં પાછો મૂકતાં કહ્યું : "રજનીનો !" તેણે માળીને બોલાવી પત્ર રજનીને મોકલી આપ્યો. અને થોડીવાર અન્યમનસ્કપણે ફર્યા પછી તેણે એકાએક રમણને કહ્યું "તેં ગોટાળો કરી નાખ્યો રમુ !"

રમણે આશ્ચર્ય પામી પૂછ્યું "કેમ ?"

"શેઠાણી એટલે રજની. તારી ભાભી નહિ ! મેં પણ વિચાર કર્યા વગર જ કાગળ ફોડયો. બહુ ખોટું થયું !" પછી થોડી પળ અટકીને તેઓ જ બોલ્યા:

"પરંતુ એમ થવું જરૂરી હતું !" ધીરજલાલ બધું અસ્પષ્ટ બોલી ગયા.

પ્રભા દુર હોવાથી આ બધી વાતચીત સાંભળી શકી નહિ, તે કંઈક ખુલાસાની ઇચ્છાથી પતિ પાસે આવતી હતી. રમણ પણ કંઈક પૂછવા જતો હતો, પરંતુ તેને અટકાવી પ્રભા સાંભળે તેમ રમણને ઉદ્દેશી ધીરજલાલ બોલ્યા: "રજનીની બાનો કાગળ હતો. તેની માસીના કાગળ સાથે મોકલ્યો હતો. કંઇ ખાસ ન્હોતું, પણ કોઇનો પત્ર ફોડવો એ સારૂં તો ન જ કહેવાયને ?"

સૌને એમ લાગ્યું કે જરૂર આ ખોટું થયું છે, પરંતુ કોઇ ઉપાય ન હોવાથી સૌ ગુપચુપ અંદર આવી ચા પીવા બેઠાં.

"મોટાભાઇ !" રમણે એકાએક એ શાંતિનો ભંગ કરી કહ્યું: "મારે આજે ઘનશ્યામને મળવા જવું છે તમે આવશો કે હું એકલો જ જઇ આવું ?"

"કોણ ઘનશ્યામ ?"

"મારો એક જુનો મિત્ર છે, કાપડની દુકાન ચલાવે છે. એક ખાસ કામ હોવાથી એને જરૂર મળવું છે."

"જઇશું. આજે જ શી ઉતાવળ છે ?"

"આજે જ મળી લેવાય તો ઠીક. વળી પાછો તે તેના ધંધામાં પડશે."

"તો જઇ આવીએ."

"હમણાં જઇએ તો કેમ?"

"મારી ના નથી, ચાલ."

બંને ભાઇ ઉભા થઇ કપડાં પહેરવા લાગ્યા. એટલામાં માળીએ આવી ધીરજલાલને કહ્યું: "બાઇએ પૂછાવ્યું છે કે કાગળ કોણે ફોડયો હતો........?"

"કેમ કંઇ વાંધો છે?" ધીરજલાલે પ્રશ્નતરફ અણગમો પ્રગટ કરતા હોય તેમ પૂછ્યું.

"એમણે કહ્યું છે કે આવી રીતે પોતાના કાગળો વંચાય એ એમને ગમતું નથી"

"એમને કહે કે એ કાગળ મેં પોતે વાંચ્યો છે. પરંતુ હવે તેમને નહિ ગમે એવું નહિ બને!"

માળી ચાલ્યો ગયો.

પ્રભા આ પ્રકાર જોઇને દંગજ થઇ ગઇ પરંતુ વાતને વધારે ચોળવાની તેની હિમ્મત ચાલી નહિ.

થોડી વારમાં તો બંને ભાઈ કપડાં પહેરી બહાર ચાલ્યા ગયા.

બંને જણ જ્યારે ઘનશ્યામને ઘેર આવ્યા ત્યારે તે બહારના દિવાનખાનામાં ઉઘાડે શરીરે હિંચકા પર બેસી મોટે સાદે તુકારામ ફીજીનું ભજન ગાઇ રહયો હતો. મહેમાનોને જોઇને તે ઠેકડો મારી, નીચે ઉતરી બહાર આવ્યો. બંને મિત્રોએ હસ્તધુનન કર્યું અને પછી ખુશી ખબરની આપલે કરતા કરતા અંદર આવી બેઠા.

"આ ભાઈને ન ઓળખ્યા!" ધીરજલાલ તરફ આંગળી ચીંધી ઘનશ્યામે તેમની ઓળખાણની ઇચ્છા પ્રદર્શિત કરી.

"એ તો તારા કરતાંયે મારા જુના મિત્ર છે, અહીં રેલ્વેમાં નોકર છે. એમનું નામ છે ધીરજલાલ દવે."

ઘનશ્યામે હસ્તધુનનમાટે હાથ લંબાવવી હસતાં હસતાં કહ્યું: "અરે વાહ, તારા મિત્ર તે મારા મિત્ર, અને વળી પાછા એક જ ગામમાં!"

ધીરજલાલે મુંગામુંગા જ હાસ્ય કરી હાથ મેળવ્યો.

"બા ક્યાં છે?" રમણે પુછ્યું.

"ચા વગેરે કંઇ કરતાં હશે. હવે એમનાથી કંઇ કામકાજ થોડું જ થાય એમ છે?" બેઠાં હશે સગડી પાસે." કહી ઘનશ્યામે બૂમ મારી: "બા! રમણભાઈ આવ્યા છે."

થોડી વારમાં "કોણ આવ્યું છે?" કહેતાં કડવી માસી દિવાનખાનામાં દાખલ થયાં રમણને જોઇ તેઓ અત્યંત આનંદ પ્રગટ કરી બોલ્યાં: "ઓહો હો! તું ક્યારે આવ્યો રમું? મોટો સાબ્ય થઈ ગયો? છે તો બધાં આનંદમાં ને?"

"હા માસી." કહી રમણે ઉભા થઇ માસીને પ્રણામ કર્યાં. માસી રમણને આશિર્વાદ દઇ પાછાં ફરતાં હતાં તેટલામાં તેમનું ધ્યાન ધીરજલાલ પર પડ્યું.

"હ્યો! ધીરજલાલ પણ સાથે આવ્યા છે ને શું? તું એમને ક્યાંથી ઓળખે રમુ?" માસીએ આશ્ચર્યચકિત થઈ રમણને પ્રશ્ન કર્યો.

"એ તો મારા બાલમિત્ર છે માસી, અમે બંને એક નિશાળમાં સાથે ભણેલા."

"એ...........મ!" બોલી માસી ચુપ થઇ ગયાં.

ધીરજલાલ પોતે જ માસીને પૂરા ઓળખતા ન્હોતા; પરંતુ દાદર પર ગઇ કાલે જ સાંભળેલો એમનો અવાજ બરાબર ઓળખાયાથી માસી કરતાં પણ વધુ આશ્ચર્યથી તેઓ માસીને જોઇ રહયા હતા.

પછી ઘનશ્યામ તરફ ફરીને ધીરજલાલની ઓળખાણ કરાવતાં માસી બોલ્યા "ઓળખ્યા આમને? આ રજની બ્હેનના નણદોઇ! મેં તને વાત ન્હોતી કરી કે, ચંદુલાલે એક બ્રાહ્મણ બાઇને બ્હેન કરી માની છે! એમના આ વર!" એટલું કહી માસી ધીરજલાલ તરફ ફરી બોલ્યાં: "ચાલો ત્યારે તમારા બધા માટે ચા-નાસ્તો લાવું" કહી તેઓ અંદર જતાં રહયાં.

"બ્હેન કરી માની છે." એ શબ્દો બોલતી વખતે ભાર દઈ માસીએ ઘનુ સામે આંખનો જે ઈશારો કર્યો હતો તે ધીરજલાલથી છુપો રહયો ન્હોતો. અને તેથી એમને થયેલી અસર પણ તેઓ છુપાવી શકયા નહિ.

ધીરજલાલનું ઉતરી ગયેલું મુખ જોઈ રમણને ખૂબ દુઃખ થયું. આજે સવારથી જ પેલા પત્રના ગોટાળા

પછી તેઓ જરા અસ્વસ્થ બન્યા હતા; એ વાત રમણ જાણતો હતો. અત્યારે એથી યે વધુ અસ્વસ્થ જોઈ તેણે પૂછ્યું "તબીયત બરાબર નથી મોટાભાઈ?"

ધીરજલાલે માત્ર માથું હલાવીને જ ના કહી. અને પછી બે હાથે માથું દબાવી બોલ્યા: "માથું દુ:ખે છે રમુ, હું ઘેર જાઉં?"

"હું પણ આવું છું. અહીં બહુ વાર નહિ લાગે!" રમણે મોટા ભાઈને ધીરજ આપી; ઘનુ તરફ ફરી કહ્યું: "હા, તો પછી મેં તને લખ્યું હતું તેનું શું થયું?"

"શાનું? માણસનું?"

"હાસ્તો!"

"હજી સુધી તો કોઇ એવો માણસ મને મળ્યો નથી. રમુભાઈ! આફ્રિકા આવવા કોણ તૈયાર થાય?"

"ખેર, ન થાય તો તૈયાર કરવાની યે જરૂર નથી. આફ્રિકા આવવા માટે કોઈ તૈયાર નથી થતું એ આશ્ચર્ય છે. અરે ભાઈ! તું પણ મારા જેવો આળસુ જ છે. આફ્રિકા જવા માટે તો હજારો તૈયાર છે; લઈ જનાર જ કોઈ નથી. હમણાં જો એક જાહેર ખબર આપું તો સેંકડો અરજીઓ આવી પડે! આ પગાર ને સગવડતા સાંભળીને કોણ ન આવે? મારે તને લખવાનું કારણ એટલું જ હતું કે આપણામાંનો કોઈ મળી આવે. બાકી આફ્રિકા જવા માટે તો ઘણા મળી આવશે. હું જ હવે બે દિવસમાં વ્યવસ્થા કરી લઈશ."

રમણની આ વાતથી અત્યાર સુધી નીચું જોઇ બેઠેલા ધીરજલાલ ચોંકીને ઉંચુ જોઇ બોલ્યા: "શું છે રમુ ! મને કહે; તો હું માણસનો બંદોબસ્ત કરી આપું !"

રમણે ઉત્તર આપ્યો: "અમારા કારખાના માટે એક મેનેજરની જરૂર છે. અને એને અહીંથી મારી સાથે જ લઇ જવાનું મારા પર છે. મને એમ કે જો ત્યાં આવવા માટે કોઈ આપણી મંડળીનો જ માણસ મળે તો મને કંપની મળે. અને પાછો ઉપકાર પણ ચડે ! આથી મેં ઘનશ્યામને લખ્યું હતું. પણ તેના મત પ્રમાણે તો અમદાવાદથી આફ્રિકા આવવા કોઇ તૈયાર જ થતું નથી !"

"ઘણા મળશે, પગાર કેટલો આપશો એ કહે; એટલે હું શોધી આપું !"

"એ બધું મારે જ નક્કી કરવાનું છે. પછી હું બધી વાત તમને નિરાંતે કહીશ." રમણે ઉત્તર આપ્યો.

એટલામાં કડવીમાસી એક ટ્રેમાં ત્રણ કપ ચા લઈ આવ્યાં. અને બંને મિત્રો ચા પીતાં પીતાં વાતોએ વળગ્યા.

## ૧૦

ઘનુને ત્યાંથી બહાર નીકળ્યા પછી ધીરજલાલે વાત ઉચ્ચારીઃ "હું. હવે કહે કે તને કેવા માણસની જરૂર છે; અને કેટલો પગાર આપી શકશે."

"જુઓ, પ્રથમ તો એ માણસ અંગ્રેજીમાં પત્ર વ્યવહાર કરી શકતો હોવો જોઇએ એ ખાસ જરૂરી છે. હિસાબનું કામ સારી રીતે જાણતો હોય તો વધુ સારૂં અને માણસો પાસેથી કામ લેતાં આવડવું જોઇએ. આટલું કરી શકે તેવો માણસ મળે તો પછી આપણે તેના પગારનું નક્કી કરીએ! પગાર નકી કરવાનું કામ મારા પર છોડવામાં આવ્યું છે એટલે જ તો આપણામાંના કોઇને હું શોધું છું."

"હું આવું તો?" ધીરજલાલે હસીને જાણે મશ્કરી કરતા હોય એવી ઢબે કહ્યું:

"તમે આવો તો?" આશ્ચર્યથી સામો પ્રશ્ન કરીને રમણ બોલ્યો: "તમે આવો તો મેં જે પગાર બીજાને આપવાનું ધાર્યું છે તે કરતાં ૫૦ શીલીંગ વધારે આપું! બોલો, થાય છે ઇચ્છા?"

"ઇચ્છા કેટલી છે તે તો મન જાણે છે રમુ! છેલ્લા છ મહિનાથી એટલો કંટાળ્યો છું આ નોકરીથી કે મહિના દિવસ પહેલાં નોટિસ પણ આપી દીધી છે. આવતી કાલે તો છૂટો થઇશ! વિચાર તો કાપડની દુકાન કરવાનો હતો, પણ જો આવી સારી નોકરી મળે તો દુકાન કરવાનો મને બહુ મોહ નથી!" ધીરજલાલે નિશ્વાસ મૂકી કહ્યું.

"તો પછી ચાલો મારી સાથે!"

"નવ્વાણું ટકા તો હા જ છે એમ સમજ! જો તારી ભાભી હા પાડે તો સોએસો ટકા આપણી ઇચ્છા છે."

ગાડી ઘર પાસે આવી ઉભી રહી. બંને મિત્રો વાતો કરતા નીચે ઉતર્યા. બંગલાના પગથીયાં પાસે જ રમા, રજની અને પ્રભાની ત્રિપુટી વાતો કરતી ઉભી હતી. ધીરજલાલને જોતાં જ તે વિંખાઇ ગઈ. રમા અને રજની દોડીને અંદર જતાં રહ્યાં. પ્રભા ત્યાંજ ઉભી રહી હસીને

રમુને ઉદ્દેશી બોલી: "રમુભાઇ! આફ્રિકા લઇ જવા માટે અમદાવાદમાંથી કંઇ ખરીદ ન કર્યું?"

"ખરીદીનો વિચાર તો ચાલે છે ભાભી! જો તમારી ઇચ્છા હશે તો સોદો નક્કી થઇ જશે! હું જે વસ્તુને લઇ જવા માગું છું તે તમારા 'કબજામાં છે!" રમણે લાગ જોઇને માગણી કરી.

"મારા કબજામાં હોય તો તમને આપી બસ!" પ્રભાએ મશ્કરી સમજી ઉત્તર આપી દીધો.

"બ....અ....સ, બસ." રમણે લટકો કરી કહ્યું. અને બધાં હસતાં હસતાં અંદર આવ્યાં.

દિવાનખાનામાં આવી ધીરજલાલે કોટ ઉતારતાં કહ્યું: "તેં હા તો કહી દીધી. પણ એ શું માગે છે એ પૂછ્યું?"

"એમાં પૂછવું શું છે? જે માગે તે આપવું!" પ્રભાએ હસીને રમણ સામે જોઇ ઉત્તર આપ્યો.

"મારાં ભાભી તો દાતાર છે, તમારૂં જ મન મોળું છે!" રમણે ધીરજલાલને કટાક્ષ કર્યો.

"એ બધું આમ છે ત્યાં સુધી!" રમણને બંધ મૂઠી બતાવતાં ધીરજલાલ બોલ્યા: "જરા ચોકખી વાત કરી જો!"

"શું છે આ ગોટાળો રમણભાઇ!" પ્રભાએ વિસ્મીત થઇ પૂછ્યું.

"એ મને જ આફ્રિકા લઈ જવા માગે છે. બોલ હા કહે છે!" ધીરજલાલે પ્રભાને ખરી વાત જણાવતાં કહ્યું.

પ્રભા આ સાંભળી સ્તબ્ધ થઈ ગઈ. થોડો સમય વિચાર કરી તે બોલીઃ "ખરૂં કહો છો?"

"ત્યારે શું ખોટું? એટલા માટે જ તો અમે તેના એક મિત્રને ત્યાં ગયા હતા." મિત્રનું નામ આવતાં ધીરજલાલ ગંભીર થઈ ગયા.

"તમારે જવાનું હોય તેમાં મારો અભિપ્રાય કે રજાની શી કિંમત? તમારે જવું હોય તો હું શું ના કહેવાની હતી? અને ના કહું તો ચાલે પણ ખરૂં?"

"કેમ ન ચાલે? અત્યાર સુધી તો બધું તારા કહ્યા પ્રમાણે જ ચાલતું આવ્યું છે!"

"તો હવે તમારૂં કહ્યું ચાલવા દો!" કહી પ્રભા ખિલખિલાટ હસી પડી.

પરંતુ વચમાં જ રમણ ગંભીર થઈ બોલ્યોઃ "ભાભી! આ હસવાની વાત નથી. ખરેખર હું મારા ભાઈને, અરે તમને બધાંને આફ્રિકા લઈ જવા માગું છું!"

"અમને ત્યાં લઈ જઈને શું કામ છે? તમારા ભાઈ ત્યાં શું કરશે?"

"શું કરશે એ મારે જોવાનું છે. ત્યાં કંઈ બ્રાહ્મણ હોવાથી એમની પૂજા કરવા લઈ જતો નથી. એ તો

હું પણ બ્રાહ્મણ છું; પરંતુ અમારી કંપનીને એક સારા માણસની જરૂર છે. અને એ માણસને પસંદ કરીને અહીંથી સાથે જ લઇ જવાનું કામ મને સોંપાયું છે. એટલા માટે તો મેં મારાં મિત્રને પત્ર લખ્યો હતો, અને તેથીજ તો આઠ દિવસ વહેલો નિકળ્યો!"

પ્રભા ગંભીર બનીને આશ્ચર્યપુર્વક આ વાત સાંભળી રહી હતી. રમણ પુનઃ કહેવા લાગ્યો:

"અમે બંને ઘનશ્યામને ત્યાં એટલા માટે જ ગયા હતા. પરંતુ તેના તરફથી કોઇ માણસની વ્યવસ્થા થાય એવી આશા નથી. મારા ભાઇએ જ્યારે આ વાત સાંભળી ત્યારે પોતે જ કહ્યું કે મને પરદેશ આવવાની ઇચ્છા છે! હવે જો તમે આવતાં હો તો મારે ગોળથી વધુ ગળ્યું શું? પછી મને બીજાની ગરજ કરવાની જરૂર જ શી છે?"

પ્રભા વ્યગ્ર બની બોલી "પરંતુ તમારા ભાઇનું શરીર જૂઓ છો? એમને આફ્રિકાનું પાણી માફક આવશે?"

"પાણી–બાણીની વાત જવા દો ભાભી! ત્યાંનું પાણી તો લોહભસ્મ જેવું છે! જો છ મહિના ત્યાંનું પાણી પીશે તો આ અમદાવાદી આદમી આફ્રિકન સિંહ બની જશે સિંહ!" રમણે ધીરજલાલ સામે અંગુલી નિર્દેશ કરી ઉત્તર આપ્યો.

"જો તમારા ભાઇની જ ઇચ્છા હોય તો હું શા માટે ના કહું ?" પ્રભા ઉત્સાહહીન ભાવે બોલી.

"જૂઓ ભાભી, તમે એક બીજાની મરજી પર મૂકીને મને કફોડી સ્થિતિમાં ન મૂકી દેશો. કારણ કે મારે એક માણુસની વ્યવસ્થા કરવાની જ છે. અહીં ન બને તો મુંબઈથી પણ, તેમાં ચાલે તેમ નથી. એટલે જ્યાં સુધી તમે 'હા ના'ની ચોકખવટ ન કરો ત્યાં સુધી મારા થી કંઇજ થઇ શકશે નહિ. માટે કૃપા કરીને બંને જણ Privat consult કરો તો ઠીક."

"શું કહ્યું ?" પ્રભા અંગ્રેજી સમજી શકી નહિ.

"કહું છું કે તમે બંને ખાનગી મસલત કરી Mater clear કરી નાખો."

"હાય, હાય, આમ શું ગોટાળા વાળ્યા કરો છો ગુજરાતીમાં બોલોને ?" પ્રભા કંટાળો પ્રગટ કરતાં બોલી:

"અરે ભૂલ્યો, જૂઓ હું એમ કહું છું કે, તમે બંને સાથે બેસી, પુરો વિચાર કરી, મને હા—નાનો ચોકસ જવાબ આપો." રમણે કાનની બૂટ પકડી ભુલ કબુલ કરતો હોય તેમ ઉત્તર આપ્યો. અને પછી ધીરજલાલ તરફ ફરી બોલ્યો: "મોટા ભાઇ ! Don't take it as a joke; I am seriously speaking. mind, you don't put me in awkward position."

"તમે બંને મળીને મારી મશ્કરી કરો છો." પ્રભાએ આ અંગ્રેજી વાતથી વ્હેમાઇ ધીરજલાલને કહ્યું:

"નહિ, મશ્કરી નથી."

"તો અંગ્રેજીમાં રમણભાઇએ તમને શું કહ્યું ?"

"તેણે એ જ કહ્યું કે, આ વાતને તમે મશ્કરી સમજતા નહિ. ખરેખરી વાત કરૂં છું અને જો તમે ચોકખવટ નહિ કરો તો હું મુશ્કેલીમાં મૂકાઇ જઈશ." ધીરજલાલે શાંતિપૂર્વક પત્નિને સમજાવી.

રમણ ધીરજલાલની વાતને અનુમોદન આપતાં બોલ્યો: "એનું કારણ છે ભાભી! મારે કાલે સાંજ સુધીમાં આ બાબતનો ફેંસલો કરી, શેઠને 'એઅર મેલ' માર્ફત ખબર આપી જ દેવા જોઈએ. શનીવારની સ્ટીમરમાં તો મારે નીકળવાનું છે, અને તે પણ આવનારને સાથે લઈને!"

પ્રભાએ મુંઝાઈને પતિને માથે બધી જવાબદારી નાખતાં ઉત્તર આપ્યો: "મને કોઇ દોષ ન દેશો: તમારી સામે જ જવાબ આપી દઉં છું કે, મારી ના નથી."

રમણે ધીરજલાલને પૂછયું. "હવે તમારો શો વિચાર છે તે કહો!"

"એ શું કહેશે? એ પોતે જ કયાંય જઇ શકે તેમ નથી. અહીં અમદાવાદમાં તો મોટા વેપાર કરવાની વાતો કરે છે, નોકરી કરવી જ કયાં છે? એટલા માટે તો મહિના પહેલાં રાજીનામું આપી દીધું છે! તે હવે વળી

# Two famous beauty Aids

**FOR THE MODERN WOMAN**






## અફઘાન સ્નો

હિંદમાં બનેલો આ એક જ સ્નો છે કે જેનાથી કુદરતી સૌંદર્યતાની ખુબસુરતી તેજસ્વી કરી સુશાક્ષીત બેનો મગરૂબ બને છે

**અફઘાન ગ્લીસરાઇન સાબુ**

આ સોપ ચામડીના ડાઘ, ખીલ, વીગેરે દુર કરી ચામડી મખમલ જેવી મુલાયમ બનાવે છે.

**મુંબઇ ૩.**

# PATANWALA LTD.

# પુરૂષો માટે

## દુગ્ધાનુપાન- (પીલ્સ)

કબજીઆત, ધાતુક્ષિણતા, સ્વપ્નદોષ, સુસ્તી, મગજની નબળાઇ, કળતર, થાક લાગવો, લોહીની ફીકાશ, નબળાઇ વિગેરે શરીરની પાયમાલી કરનારાં દર્દો દુર કરી શરીરની નસેનસમાં સાચી શક્તિ આપે છે. કિં. બાટલીનો રૂ. ૧) વી. પી જુદું.

## પ્રમેહાંકુશ-

પ્રમેહ, પરમો, પેશાબમાં પરૂ રશી જવી, બળતરા વિગેરે પેશાબના રોગોને ૩ દિવસમાં આરામ આપે છે. કિંમત બાટલીનો રૂ. ૧).

## કામવિલાસ-

વિર્યસ્થંભન-ટકાઉ કરનાર આ દિવ્ય દવા શિઘ્રપતન અટકાવી નવી તાકાત આપી સંસાર-સુખનો સાચો આનંદ આપે છે. કિં. બાટલીનો રૂ. ૧) વી. પી. જુદું

# માસિક અટકાવ

બંધ પડેલ માસિક ધર્મ રજોલીના પીલ્સ તકલીફ વગર તુરત ફરી ચાલુ કરે છે. રૂતુના બધા દોષો દુર થાય છે. માસિક લાવનારી તેજ વનસ્પતિની આ બનાવટ ગર્ભવાળી સ્ત્રીએ વાપરવી નહીં. શીશીના રૂ. ૩ાા (શીલીંગ ૭). લાંબા વખતના અઘરા કેસો માટે સ્ટ્રોંગ બનાવટ રૂ. ૫ા (શીલીંગ ૧૦). વી. પી. થી રૂ. ાા વધુ.

## જીવનભરના સુખ માટે

**ગર્ભાંકુશ**-દવા ખાઇ લેવાથી જીંદગી સુધી ગર્ભ રહેતો નથી. માસિક નિયમીત ચાલુ, બીલકુલ નુકશાન રહીત, શરીર નિરોગી, યૌવન જળવાઇ રહે છે. શીશી ૧ ની કીંમત રૂ. ૩ાા (શીલીંગ ૭). વી. પી. જુદું.

લખો:- **દુગ્ધાનુપાન ફાર્મસી,** બી. ૧ જામનગર (વ. ઇંડીઆ)

એજન્ટો:-(૧) મુંબઇ-વીંછી બ્રધર્સ એન્ડ કું. પ્રીન્સેસ સ્ટ્રીટ.
(૨) અમદાવાદ—પંડિત શાહ એન્ડ કું. ત્રણ દરવાજા.
(૩) સુરત—સી. એન બ્રધર્સ કણપીઠ બજાર.
(૪) વડોદરા—એ. શેઠ એન્ડ કું. રાવપુરા.

કાળે પાણીએ જવાની હા પાડશે?" પ્રભા પતિની અચોકસ વલણપર ગુસ્સો કરી વચમાં બોલી.

ધીરજલાલ આ આક્ષેપથી ઉશ્કેરાઇ મક્કમ પણે બોલ્યા: "જો, મારી અસ્થિરતાનો ઉલ્લેખ કરવાની કંઈ જરૂર નથી. હું કહું એ તને કબુલ છે? આફ્રિકા જવાનું નકી કરૂં તો તું સાથે આવવા તૈયાર છે?"

"હા. તમે જે કંઇ કરો તેમાં મને વાંધો હોય જ શા માટે? તમે કંઈ થોડા જ વગર વિચાર્યું કરવાના છો? ઉલ્ટી જે તકલીફ વેઠવાની છે તે તો તમારે જ છે. મારે તો અહીં યે રાંધીને ખવરાવવું છે ને ત્યાં યે રાંધી ખવરાવવું છે. મારે ના પાડવાનું કારણ જ શું છે?"

રમણ ઉત્સાહમાં આવી જઈ એકાએક ઉભો થઈ તાલી પાડી બોલી ઉઠયો: "બસ, બસ. હવે હું અહીંથી જ આ ચર્ચા બંધ કરવાની આપ દંપતિને વિનતિ કરૂં છું. અને આવતી પહેલી તારીખથી અમારા મોંબાસાના કારખાનાનાં એમની મેનેજર તરીકે નિમણુક થયાના ખુશી ખબર પણ સાથે જ આપું છું. અને........"

રમણનું ભાષણ ચાલતું હતું એટલામાં રાધવે આવીને કહયું: "બાબો ક્યારનો ય રડયા કરે છે, ગંગા બહાર ગઈ છે, મારી પાસે આવતો નથી તેમ નાની શેઠાણી પાસે પણ......."

પ્રભા તેને બોલતો અટકાવી "ચાલ હું આવું છું" કહી બહાર નીકળી ગઈ.

રાત્રે જમીને બંને મિત્રો અગાસીમાં બેસી ગપ્પાં મારી રહ્યા હતા, ત્યાં પ્રભાએ આવી કહ્યું: "જો તમે જવાનો નિશ્ચય જ કરી ચુકયા હો તો ચંદુને ખબર આપી બોલાવી લોને?"

"શા માટે?" ધીરજલાલે સાશ્ચર્ય બેદરકારીપૂર્વક પૂછ્યું.

"કેમ તમે તો કહો છોને કે આવતા શનિવારની સ્ટીમરમાં જવાનું છે!"

"હા!"

"તો પછી આપણે આમ આ ઘર રેઢું મૂકીને ચાલ્યા જશું?"

"રેઢું કેમ છે? રજની છે કે નહિ? ઘરની ધણીયાણી છે પછી ઘરને રેઢું કેમ કહી શકાય? આ ઘરને તુંજ ચલાવી રહી છે એવું મિથ્યાભિમાન શા માટે સેવી રહી છે?"

"ભલે હું ઘર ન ચલાવતી હોઉં પરંતુ જ્યારે પરદેશ જવા તૈયાર થઇ છું ત્યારે મારા ભાઇને મળી તો લઉં કે નહિ?"

"તારા ભાઈને?" કંઇક ઉંચે સ્વરે પ્રશ્ન પૂછીને પછી ધીરજલાલ ધીરેથી બેદરકારીનો ભાવ ધારણ કરી

બોલ્યા : "હવે એ તો બધા ભાઇ ને બાઇ ! આટલા વરસ ભેગી રહી હોય [હજી મળવાનું બાકી રાખ્યું છે?"

પ્રભાથી આ સહન થઇ શક્યું નહિ, તે આંખોમાં પાણી લાવી બોલી : "તમેય કેવી રીતે બોલો છો ? એમને એમ-જણાવ્યા વગર-જતાં રહીશું તો ચંદુને કેટલું માઠું લાગશે એ જાણો છો ? "

" ત્યારે નથી જાણતો ? અરે એને કેટલું માઠું લાગશે એ બધા કરતાં કદાચ હું વધારે જાણું છું." પછી એકાએક તેઓ મુખભાવ ફેરવી પ્રભાને સમજાવતા હોય તેમ બોલ્યા :

"ચંદુને આથી જરાય માઠું લાગવું જોઇએ નહિ, કારણ કે મેં તેના કોઇપણ કાર્યમાં વાંધો લીધો નથી, તો તેણે પણ મારી આટલી ભૂલ સહન કરી લેવી જોઇએ." ધીરજલાલે ભૂલ શબ્દ પર ભાર મૂકીને કહ્યું."

પ્રભાએ કશો ઉત્તર આપ્યો નહિ. તે વિચારમગ્ન બનીને અનિમેષ નયને પતિ સામે જોઇ રહી.

પરંતુ ભાભીના મુખભાવ જોઇ રમણને દયા આવી. તેણે ધીરજલાલને સમજાવવા યત્ન કર્યો. "એમાં શો વાંધો છે મોટાભાઈ ? કાલે સવારે તાર કરશો તો એ ખુશીથી આપણાં જતાં પહેલાં આવી જશે. અહીં નહિ તો ભલે મુંબઇ આવે !"

"તું સમજતો નથી રમુ ! તારી ભાભીનો સ્વભાવ જ એવો છે ! એ ધંધાથી માણસને નકામો

ધક્કો ખવડાવવાની શી જરૂર છે? અને અહીં આવીને પણ એ શું કરી દેવાનો છે? આવજો અને કાગળપત્ર લખતા રહેજો. એટલું જ કે બીજું કંઇ?"

"તમને જેમ ઠીક લાગે તેમ કરો." કહીને પ્રભા નીચે ઉતરી ગઇ.

રમાને મ્હોંયેથી બીજે દિવસે રજનીએ પ્રભાના આફ્રિકા જવાના અચોક્કસ વિચાર વિષે થોડુંક સાંભળ્યું.

માતા અને માસીની મમતાભરી સલાહ છતાં પ્રભા તરફ ઘૃણા દાખવવા જેટલો હજી રજનીનો વિચારપલ્ટો થયો નહતો, તેથી આ વાત સાંભળી તેને દુઃખ થયું. આખી રાત બેચેનીમાં પસાર થવાથી સવારે એ હંમેશ કરતાં ઘણી જ મોડી ઉઠી. સ્નાનાદિકેથી પરવાર્યા છતાં ય તેને સુસ્તી જેવું જણાતું હતું. દિવાનખાનાની ઓસરીમાં આવી સૂર્યના તાપમાં તે વાળ સુકવી રહી હતી.

હાથમાં શાકની ઝોળી લઈ મહારાજ રસોડા તરફ જતો હતો તે રજનીને જોઇ ઉભો રહી બોલ્યો: "બાઇ! મોટી બાઇ માટે ભાથું બનાવવું નથી? કાલે સવારે તો તેઓ જવાનાં છે અને હજુ સુધી મને કોઇ વરધી પણ આપતું નથી, પછી ઉતાવળે કેટલુંક થશે?"

રજનીથી આ વાત અજાણી તો ન્હોતી જ; પરંતુ બ્હેન કાલે સવારે જ જવાનાં છે એ વાત પોતે

જાણુતી ન્હોતી. એથી રસોયાને મ્હોંયે આટલી ચોકસ વાત સાંભળી તે વિસ્મીત બની તેના સામું જ જોઇ રહી.

રસોયાએ હાથમાંની ઝોળી ઉંચી કરી કહ્યું: “અત્યારે તો આ બપોરનું રાંધવાનું પતાવી દઉં છું પણ પછી મને શું શું, કેટલું કરવું છે એ કહી દેશો તો મારૂં કાર્ય સરળ થઈ પડશે.”

થોડે દૂર જઇ પાછો ફરી તે બોલ્યો: “પછી તો તમે પડશો બીજા કામમાં અને હું થઇ જઇશ એકલો. એટલે કહું છું કે જરા વહેલાસર નકી કરી નાખો તો સારૂં!” કહી તે રસોઇઘર તરફ જતો રહયો.

રજનીએ મહારાજને કશો જ ઉત્તર આપવાની દરકાર કરી નહિ. તે તો આશ્ચર્યચકીત થઇને ઉભીજ રહી. ઘરનાં નોકર ચાકર જેટલું જાણે છે તેટલું પણ પોતે જાણુતી નથી. એ સમજાતાં તેને અત્યંત દુઃખ થયું. બ્હેન કયારે જવાનાં છે? શા માટે જવાનાં છે? આટલી ઉતાવળ શા માટે થાય છે? કોણ જવાનું છે? આમાની કોઇ જ વાત ચોકસ રીતે એ જાણુતી ન્હોતી. પોતે જ આ ઘરની ખરી માલીક છે એ વાત થોડા વખતથી હંમેશાં તે સાંભળતી આવી હતી. પરંતુ તે તરફ તે બહુ લક્ષ આપતી નહિ. આજ તેને પોતાની એ ભૂલ સમજાઇ. પોતે જ આ ઘરની માલીક છે. પતિની ગેરહાજરીમાં પોતાની જાણુ બહાર આ ઘરમાં કંઇ જ ન થવું જોઇએ

એમ તેણે દૃઢપણે માની લીધું. અને એથી ઘરમાં થઈ રહેલી આવડી મોટી ઉથલપાથલથી પોતાને અજાણ રાખવામાં આવી છે એ વાતને યાદ કરતાં ક્રોધથી તેના હોઠ કાંપી ઉઠયા.

એજ વખતે ગંગા હાથમાં ચાંદીની લોટી લઈને રસોડા તરફ બાબા માટે દુધ લેવા જઈ રહી હતી. તેને ઉભી રાખી; જાણે પોતે બધું જાણતી હોય તેવો ડોળ કરી બોલી: "ગંગા ! મોટીબ્હેન માટે સામાન બાંધતી વખતે મને જરા યાદ આપજે. મારા કબાટમાં પણ એમનાં થોડાં કપડાં પડ્યાં છે તે કાઢી આપીશ, નહિ તો રહી જશે.

ગંગાએ સાડીના પાલવથી લોટી સાફ કરતાં નીચું જોઈને ઉત્તર આપ્યો.

"ભલે હું તો કહીશ પણ...." એ અટકી ગઈ.

"પણ શું ?"

"પણ બ્હેન લઈ જાય તેમ લાગતું નથી!" ગંગાએ અચકાતાં અચકાતાં ઉત્તર પૂરો કર્યો.

આ આશ્ચર્યયુકત દ્વિતિય આઘાતથી રજનીના બંને નેણુની વચમાં એક ઊભી રેખા કોતરાઈ ગઈ. ફાટેલી આંખે ગંગા સામે જોઈ તે બોલી: "કેમ ? બ્હેને તને કંઈ કહ્યું છે?"

આ પ્રશ્નથી ગંગા મુંઝાઇ. પોતાના જ મ્હોંયેથી ઘરની વાત આઘી–પાછી થઇ રહી છે એ વાત બ્હેન જાણશે તો ? એ વિચાર આવતાં તે જવાબ દઇ શકી નહિ.

“શું કહ્યું છે બ્હેને ?” રજનીએ આતુરતાપૂર્વક બીજો પ્રશ્ન કર્યો.

“બ્હેને તો કશુંય કહ્યું નથી. પરંતુ કાલે રાત્રે હું બાબાને સુવરાવતી હતી ત્યારે અંદરના ઓરડામાં શેઠ જે કહી રહ્યા હતા એ પરથી કહું છું.”

“શું કહેતો હતા ?” રજનીની વિસ્મયતા વધતી જતી હતી.

“આપણા પહેરવાનાં ખપપુરતાં કપડાં ને જોઇતા સામાન સિવાય કશું જ લઈ જવું નથી ! એમ.”

“એમજ ને ! તે એમાં ખોટું શું છે? પરદેશમાં તો કંઈ કોઇ આખું ઘર થોડું જ ઉપાડી જાય છે ?” રજનીએ વાતની સ્વાભાવિકતા સમજાવતાં ગંગાને કહ્યું.

ગંગાને લાગ્યું કે પોતે બરાબર વાત કરી શકી નહિ તેથી પુનઃ બોલીઃ “એમણે એમ પણ કહ્યું કે આપણું પોતાનું જે હોય તે જ લેવાનું છે. બીજું કશું જ લેવાનું નથી !”

આ સાંભળી રજનીના હૈયામાં સમાઇ જતો ક્રોધ ફરી એક વાર ઉભરાઇ આવ્યો. ક્રોધની અસહ્યતાથી તે રાંકડી બની જઈ ગંગાના ખભા પર હાથ મૂકી બોલીઃ

"ગંગા, તું તો જાણે છે કે બ્હેનનું આ ઘરમાં કયું સ્થાન છે? તેઓ કંઇ લેવા ન ઇચ્છતાં હોય તો પણ આપણે સામે ચાલીને તેમને આપવું જોઇએ. ખરૂં કે નહિ?"

"એ વાત તો ખરી છે. પણ મોટા શેઠ એવું કશું જ થવા નહિ દે એમ લાગે છે."

"એમ શા પરથી તું કહે છે?"

"બ્હેને ઘણું કહ્યું પણ એમણે માન્યું નહિ તેથી!"

"બ્હેને શું કહ્યું?"

"અવાજ પરથી મને એમ લાગ્યું કે બ્હેન રડતાં હતાં." ગંગાએ કહ્યું. "ઘોઘરા અવાજે તેઓ બોલ્યાં કેઃ ભલે તમે કહેશો તેમ કરીશ. કશું જ નહિ લઉં! મારે તો જેમ બાપુ છે તેમ જ ચંદુ છે! મા–જણ્યા જેવા ભાઇના ઘરમાં મારી બધી દોલત રહેતી હોય તો મને દુઃખ થશે નહિ. પરંતુ તેને જાણ કર્યા વગર જ આપણે ચાલ્યા જઇએ છીએ ,તેનું દુઃખ તો મારાથી કદી પણ ભૂલી શકાશે નહિ."

"જાણું છું. શા માટે નહિ ભૂલી શકાય એ પણ જાણું છું. પરંતુ જે નથી ભૂલી શકાતું તે સહન તો થઇ શકેજ છે; અને સહન થઇ શકે છે તેનું દુઃખ પણ ઓછું થઇ જાય છે. એટલે જવામાં કંઇ ખોટું નથી" મોટા શેઠ ગુસ્સામાં હોય એમ બોલ્યા.

"સહન કરી જ રહી છું ને ?" ફરી બ્હેન રડતે સ્વરે બોલ્યાં : "હું આ ઘરમાંથી એક ચોરની જેમ ચંદુને કહ્યા વગરજ ચાલી જવાની છું એ વાત કોઇને કહેતાંય મારી જીભ ઉપડતી નથી ખૂદ રજનીને પણ મેં આ વાત કરી નથી !" થોડી વાર ઓરડામાં શાંતી પ્રસરી રહી.

ફરી બ્હેન બોલ્યાં : "હું ઇશ્વરને પ્રાર્થના કરીને ઇચ્છું છું કે લોકો કયારેય એ વાત ન જાણી શકે: કે કયારે હું આ ઘરમાંથી ચોરની જેમ નાસી ગઇ છું. તમે જાણો છો ? ઇશ્વરે અર્પણ કરેલ કર્તવ્યપંથેથી વિચલીત થઇએ તો તેણે આપેલું પાછું લઇ લેતાં તે જરાયે વિલંબ કરતો નથી !"

"હું જાણું છું એમ તું પૂછે છે ?" મોટા શેઠ ખડખડાટ હસીને બોલ્યા : "અરે મને તો એ વાતનો સાક્ષાત્કાર થયો છે ! તું જેટલું બોલી શકે છે તેનાથી અરધું સમજી શકતી હોત તો કદાચ આથી યે વધુ માન અને સુખ પ્રાપ્ત કરી શકી હોત."

બ્હેને આ વાતનો કશો જ ઉત્તર આપ્યો નહિ, તેઓ રડતાં રડતાં જઇને પલંગ પર સુઇ ગયાં.

ગંગાને મોઢેથી આ વાત સાંભળીને રજની થંભી જ ગઇ. ક્રોધ અને મુંઝવણના એકત્ર આઘાતથી તે રડું રડું થઇ રહી. "હશે, જેમ થવાનું હશે તેમ થશે !

તું જા દુધ લઇને, બાબો ભૂખ્યો હશે." કહી તે કોચ-પર બેસી ગઇ.

ગંગા બહાર નીકળી, બારણામાં પ્રભા તેને સામી મળી, રોષયુકત સ્વરે તેણે ગંગાને કહ્યું: "અત્યાર સુધી શું કરતી, તી? છોકરો રડી રડીને અરધો થઇ ગયો! કામ હતું તો પછી કોઇ બીજાને કહેવું હતું! પછી એકાએક કંઠને કરૂણ બનાવી તે બોલી: "હવે તો એક જ દહાડો તારે એની સંભાળ રાખવાની છે બ્હેન! એને શા માટે ભૂખે મારે છે?"

એ સાંભળીને શરમથી શ્યામ બની ગયેલા મ્હોંયે નીચું જોઇ ગંગા રસોડા તરફ ચાલી ગઇ.

પ્રભાએ દિવાનખાનામાં આવી જોયું તો એક ખુણામાં કોચ પર રજની આંખ્યો ન દેખાય એટલી નીચી સાડી ઓઢીને બેઠી હતી.

"કેમ એમ બેઠી છો વહુ?" પ્રભા ભાભીનો ઢંગ જોઇ આશ્ચર્ય અને ભયયુકત બની બોલી.

રજની ક્રોધ, ક્ષોભ અને અભિમાનથી ધ્રૂજી રહી હતી, ઘરના આ છેડાથી પેલાર છેડા સુધીના દરેક માણસ પર તે બળી રહી હતી! શું બોલવું એ વિચારતાં પણ તે ક્રોધથી ધ્રુજી ઊઠી. ક્રોધથી કાંપતા હોઠને દાંત વચ્ચે દબાવી, શાંત રહેવા પ્રયત્ન કર્યો પરંતુ એક વધુ પળ તે જાળવી શકી નહિ. પ્રભાને જોતાં જ તે ઉભી થઇ તેની પાસે આવી ડુસકાં ભરતી કહેવા લાગી:

"તમે બધાં ભેગાં થઇને મને આમ રીબાવી રીબાવીને શા માટે મારી નાખવા ઇચ્છો છો? એકદમ જ કેમ મારી નાખતાં નથી? મ્હેં તમારો શો ગુન્હો કર્યો છે બ્હેન?" પછી બન્ને હાથે આંખો દાબી જોરથી પોક મૂકીને રડતાં રડતાં નીચે બેસી ગઇ.

પ્રભા આ પ્રકાર જોઇને થંભી જ ગઇ! તેની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. નીચા નમી તેણે રજનીને ઉભી કરવાનો પ્રયત્ન કર્યો. તે ઉભી થઇ નહિ. પ્રભાએ નીચે બેસી મ્હોં પર ઢાંકેલા રજનીના બંને હાથ ખેંચ્યા પરંતુ તે ખુબ જ જોરથી દબાવી રાખ્યા હોવાથી છૂટયા નહિ. પ્રભા રજનીની પીઠ પર હાથ ફેરવી, રડતા સ્વરે બોલીઃ

"ભાભી! મારી વાત તો સાંભળો?"

રજનીએ રડતાં રડતાં જ ઉત્તર આપ્યો: "બધુંય સાંભળી ચુકી છું."

"તમે કશું જ સાંભળ્યું નથી. જો સાંભળ્યું હોત તો આમ રડવા બેસત નહિ. આ વાતમાં મારો જરાય દોષ નથી. તમે પૂરેપુરી વાત સાંભળશો?"

"મારે આખી કથા સાંભળીને શું કરવું છે બ્હેન? જે હાથે પ્રેમથી તેડીને મને ખોળે બેસાડી હતી એ જ હાથ આજે ઉપાડીને ફેંકી દે છે! એટલો સારાંશ જ મારે માટે બસ નથી?"

"હું કંઇ રાજી ખુશીથી જઈ રહી નથી ભાભી!"

રજનીએ આંસુ લુછી ઉંચે જોઇ કહ્યું: "તમે શા માટે જાવ છો? ક્યાં જાવ છો? એ બધું પુછવાનો અધિકાર જ મને નથી, એ વાત હું જાણું છું. અને તમને રોકનારી પણ હું કોણ? જવું હોય તો તમે ખુશીથી જાવ પણ આ બધો દોષ મારે જ માથે શા માટે ઢોળો છો? મેં કોઇનું શું બગાડયું છે?"

"હું જાણું છું રજની?" પ્રભા રજનીને પ્રેમથી બાથમાં લઇ બોલી: "ચંદુની ગેરહાજરીમાં આમ અચાનક ચાલી જઇશ તો તેથી તને કેટલું સહન કરવું પડશે! પરંતુ હું પણ તારા જેવી એક સ્ત્રીજ છું ને? મારે પણ પારકી ઇચ્છા પર ચાલવું પડે છે! હું શું કરૂં?"

"તમે શું કરો?" રજની પ્રભા સામે જોઈ બોલી: "તમે બધું જ કરી શકો એમ છો બ્હેન? હું આ ઘરમાં આવી ત્યારથી જોઇ રહી છું. તમે હંમેશા હાથ જોડીને વિજય મેળવતાં આવ્યાં છો! આજે એમને એટલુંયે ન સમજાવી શકો?"

"હવે તો એ પણ થઈ શકે એમ લાગતું નથી. પરાજય પામેલા યોદ્ધાની જેમ શક્તિ હોવા છતાં ય હિમ્મત હણાય જાય છે તેમ શ્રદ્ધા હોવા છતાં ય આજે એક શબ્દ બોલવાની મારામાં હિમ્મત રહી નથી."

"તો હું આવું ચાલો!" રજની પ્રભાના બંને હાથ પકડી ઉભી થવાની તૈયારી કરતાં બોલી: "હું જ

એમને સમજાવીશ ! મેં કોઇ દિવસ એમની આંખ આગળ ઉભાં રહેવાની યે હિમ્મત કરી નથી, પણ આજ એમના પગ પકડીને ખુલ્લે મ્હોંયે પ્રાર્થના કરીશ કે: તમે હોવા છતાં લોકોના મ્હોંયે અપમાનનો એક પણ શબ્દ હું શા માટે સાંભળું ? તમારી પાસે મારો એટલો પણ અધિકાર નથી ?"

અધિકારની વાત કરતાં જ રજનીને માતાના પત્રની યાદ આવી ગઇ. તરત જ એની ધીરજલાલ સામે ઉભા રહેવાની હિંમતનું પાણી થઇ ગયું.

"છે. પરંતુ જે માણસ ભુતકાળના સર્વ સુખદ સ્મરણોને ઠોકરે મારીને ચાલી નીકળ્યો છે તેને એટલો મોહ પણ કેમ સ્પર્શી શકશે ? હું તને ત્યાં નહિ જ જવા દઉં ! એવડા મોટા દુ:ખનો ભાર તારાથી નહિ ઉપાડી શકાય."

"ઉપાડાશે. બ્હેન ! આંતરિક દુ:ખના ભારથી કોઇ એટલું બધું ડરતું નથી, માત્ર લોક બત્રીસીએ ચડેલા અપમાનથી જ માથું ઉંચું થઇ શકતું નથી !"

ગંગાએ અંદર આવી પ્રભાને કહ્યું: "તમને રમણભાઇ બોલાવે છે."

"ભાભી !" રમણે બહારથી બુમ મારી.

રમણનો અવાજ સાંભળી રજની આંખો લુછી માથે ઓઢી અંદર જતી રહી.

બીજે દિવસે સવારથી જ ઘરનું વાતાવરણ ઠંડુ ઠંડું ચાલી રહ્યું હતું. જેમ એક બીજાને કોઇ ઓળખતું ન હોય તેમ સામે મળતાં પણ કોઇ કંઇ બોલતું ન્હોતું. પાણીની ભરી ગાગર લઇ જતી ગંગા ને ધોવાનાં કપડાં લઇ જતો રાઘવ દાદર પર સામસામે થઈ ગયાં; પણ એકબીજાની સામે જોઇ ચુપચુપ બંને જણ પોતપોતાને કામે જતાં રહ્યાં !"

માસી અને ઘનશ્યામ સવારથી જ અહીં આવ્યાં હતાં. આજે કંઇ ખાસ કામ ન હોવાથી ચા પીને સૌ દિવાનખાનામાં બેસી ગપ્પાં મારી રહ્યાં હતાં. રમા અને રજની અંદરના ઓરડામાં બારણા પાસે જ બેસી આ વાતો સાંભળી રહી હતી. માસી અનુભવનું અભિમાન ધારણ કરી સૌને શિખામણ આપી રહયાં હતાં. ખાસ કરીને ધીરજલાલ અને પ્રભાને ઉદ્દેશીને તેઓ બોલ્યાં:

"પહેલ વહેલાં જ પરદેશ જાવ છો તે જરા સાચવીને રહેજો. આફ્રિકામાં તો હિંદુને દેખે કે તરત ક્રિસ્તાન બનાવી મૂકે છે. કોઇક મારા રમુ જેવોજ બચી જાય, કેમ ખરૂંને રમુ?" માસીએ રમણની પ્રશંસા કરીને જ પછી તેની સાક્ષી માગી પરંતુ રમણે માસીની પ્રશંસા સાંભળી જ ન્હોતી. એટલે કશો જવાબ આપ્યો નહિ. માસીએ ઉત્તરની અપેક્ષા વગર જ ચાલુ રાખ્યું. "વળી ત્યાંના લોકો કામણટુમણ પણ બહુ જ જાણે ! આવો ડોલરની કળી જેવો દિકરો લઇને જાય છે તે ધ્યાન રાખજે

મા," પ્રભાએ પણ કશો જ ઉત્તર આપ્યો નહિ. માસીનું ભાષણ ચાલુ જ હતું; રમણ અને ઘનશ્યામ ભૂતકાળમાં પત્રની કરેલ આળસ માટે અફસોસ કરી ભવિષ્યમાં નિયમિત પત્ર લખવાની પ્રતિજ્ઞા લઇ રહ્યા હતા, રજની અને રમા અત્યાર સુધી ચુપચાપ આ ભાષણ સાંભળી રહ્યાં હતા, પરંતુ આફ્રિકાનો અનુભવ લઇને આવેલી રમાથી હવે રહેવાયું નહિ. તેણે ઇશારો કરી રમાને જણાવ્યું કે 'ડોશી કંઇ વધારે વાહીયાત જણાય છે, રજનીએ તેવીજ રીતે ઇશારાથી જવાબ આપ્યો કે "મેં તો એનાથી હાથ જોડયા છે," માસીએ ફરી આંખ અને મ્હોં પ્રભા તરફ ફેરવ્યાં અને બોલ્યાં: "બાકી આ તો તમે બહુ સારૂં કર્યું છે. ઘણું જીવો મારા ધીરૂભાઇ, બિચારા કમાય છે, ઘમાય છે પછી તમારે શા માટે પારકે આશરે પડયા રહેવું જોઇએ? અને આ હેતપ્રીત લઇને છૂટા પડયાં તે પણ સારૂં જ થયું છે. નહિ તો કાલની કોને ખબર છે? આજે તો પેટના દિકરાય પોતાના નથી થતા તો પારકાની શી આશા? આ અમારા ઘનુ-નીજ વાત કરૂં: પરણ્યા પહેલાં એ પૂછયા વગર પાણીયે ન પીતો, અને હવે કયારે આવે છે ને કયારે જાય છે તેની ખબર પણ પડતી નથી. એ તો પેટનો જણ્યો છે તે જાય કયાં? નહિ તો પૂછે ય નહિ કે ડોશી કયાં છે!" થોડું અર્થસૂચક હાસ્ય કરી માસીયે ઘનશ્યામ સામે જોયું પરંતુ ઘનુએ આમાનું કશું જ સાંભળ્યું

ન્હોતું; એ પોતાની વાતોમાં જ પડયો હતો. આથી માસી ખસીયાણું પડી ગયાં.

રજની આ પોતાનાં અને પારકાની કથા સાંભળીને મનમાં બળી રહી હતી, પોતાથી બોલાય તેમ ન હોવાથી તેણે રમાને કહ્યું: "બ્હેન માસીને જરા અહીં બોલાવશો ?"

પોતાનું કોઇ જ સાંભળતું ન હોવાથી માસીએ જાતે જ દિશા બદલી. બારણાની વચમાં બેઠેલ રમાને ઉદ્દેશી તેઓ કહેવા લાગ્યાં: "તમારે પણ આ બધું ધ્યાનમાં રાખવાનું છે હો ! અમારાં વૃદ્ધોનાં વચન તો તમારે વિધાતાનાં વચન સમજી લેવાં. આટલાં વરસ કંઈ પાણીમાં નથી કાઢયાં ! અનુભવ પણ અરધું જ્યોતિષ છે !"

રમાએ હાથના ઇશારાથી માસીને પોતાની પાસે બોલાવ્યાં. માસી ઉઠીને ત્યાં જઇ રજનીની સાક્ષી માગતાં બોલ્યાં "ખોટું કહું છું રજની ?"

રજની માસી પર બળી રહી તો હતી જ. છતાં ય શાંતિ રાખી ધીમે સ્વરે ઉત્તર આપ્યો: " બધું ય ખોટું નથી કહેતાં માસી, પરંતુ જરા જીવ શાંત રાખીને બોલો તો સારૂં !"

"ત્યારે હું શું આ બધું ક્રોધમાં જ બોલું છું ?" માસી ગરમ થઇને ઉંચે અવાજે બોલ્યાં.

રજની આ ઢંઢેરાથી ડરી તો ગઈ, પરંતુ શાંતીથી જ ઉત્તર આપ્યો. "એમ કોણ કહે છે ?"

માસી ચોકખવટ કરવા જતાં હતાં એટલામાં રમા વચ્ચે જ બોલી ઊઠી: "તમારો એકેએક અક્ષર સાચો છે બાઇજી ! પણ મારે તો હવે કંઇ ચિંતા જ નહિ રહે ! પ્રભાબ્હેન આવશે એટલે આ છોકરો તેને સોંપીને, નિરાંતે વાંચશું ને ગાશું–ફરશું ! એ જાણે ને એના દિયરનું ઘર જાણે !"

"અને તેનું કોણ કરશે ?" પોતાના મંતવ્યનો રમાની વાતમાં અંશ પણ ન હોવાથી માસીએ મ્હોં ફુલાવી પ્રશ્ન કર્યો.

"એમનું પણ એ જ સંભાળશે ! ખરૂં કહું છું બાઇજી ! પાંચ દિવસના એમના પરિચયથી મને તો એટલી બધી શ્રધ્ધા બેસી ગઈ છે. કે એને કોઇ મોટા રાજયનો કારભાર સોંપી દઇએ તો એવી વ્યવસ્થા કરે કે બધું ઘડીયાળના કાંટાની જેમ ચાલ્યા કરે !"

"સાચું છે. એમ જ કરજે !" કહીને માસી ઉઠયાં. રજનીએ હાથના ઇશારાથી તેમને ઊભાં રાખી કહ્યું: "માસી! કૃપા કરી ઓછું–વધતું બોલીને જતાં જતાં એ બિચારીના દિલમાં દિવાસળી ચાંપશો નહિ."

માસીએ મ્હોં બગાડી ઉત્તર આપ્યો : "મારી બલાય નથી બોલતી." અને એવું જ બગાડેલું મ્હોં લઇને તેઓ પાછાં ફર્યાં.

તેજ દિવસે બપોરની ગાડીમાં ધીરજલાલ અને રમણ સહકુટુંબ મુંબઇ તરફ રવાના થઇ ગયા.

## ૧૧

બધાના ગયા પછી સાંજે જ રજનીએ ચંદુને એક પત્ર લખ્યો. બધી હકીકત પોતાની બુધ્ધિ પ્રમાણે વિગતવાર લખી અને ઉમેર્યું કે "હું પોતે પણ આ વાત એટલી મોડી જાણી શકી છું કે તમને લખી શકી નહિ. બ્હેને તમને આ ખબર કેમ ન આપ્યા એ હું કહી શકતી નથી."

આખો દિવસ રજનીએ અશાંતિમાં પસાર કર્યો.

પરણ્યા પછી આ એક જ દિવસ એવો હતો કે જ્યારે પોતે એકલી જ ઘરમાં હોય, રાત્રે તેણે કંઈ ખાધું પણ નહિ, ઇચ્છા ન હોવા છતાં તે ઘણી જ જલ્દી નિવૃત્ત થઈ ગઈ! અસ્વસ્થ મને તેને ઉંઘ પણ આવતી

ન્હોતી. સુવાના ઓરડામાં આવી તે કંઈક વાંચવા બેઠી, પરંતુ વિચારોનાં વાવાઝોડાં વચ્ચે તે વાંચી શકી નહિ. ચોપડી પછાડી બારી પાસે જઈ ઉભી રહી.

પ્રવૃતિનું પ્રદર્શન કરતી હોય તેમ વિજળીક દિવાઓના અચલિત પ્રકાશમાં દોડી જતી મોટરકારો, ગાડીઓ, અને સાઈકલોની વચ્ચે ચાલી રહેલી રાહદારીઓની ધમાલ તે જોઈ રહી. આવડા મોટા પ્રવૃતિમય શહેરમાં તે આજ કેવી અન્યમનસ્ક ને અસહાય દશામાં એકલી નિષ્ક્રીય પડી છે? એ વિચાર આવતાંજ તેને રડવું આવી ગયું. પલંગ પર પડી ઓશીકામાં મ્હોં છુપાવી તે રડવા લાગી.

ક્યાંય સુધી તે એમની એમ પડી રહી. મોટરનાં ભુંગળાં, સાઈકલની ઘંટડીઓ અને માણસોનો કોલાહલ બંધ પડ્યો ત્યારે તે ઉઠી અને બગીચામાં પડતા ઝરૂખામાં આવી ઉભી.

ચાંદનીની સફેદ ચાદરમાં છાપેલી ભાત જેવાં બગીચાનાં ન્હાનાં ન્હાનાં વૃક્ષો સ્થિર ઉભાં હતાં. પવનનું નામેય ન્હોતું. તમ્મરાંઓનો કર્કશ અવાજ નિર્જનતા અને નિરવતાને ભયંકર બનાવી મૂકતો હતો. અશાન્ત ચિત્તે રજની આ બધું નીરખી રહી હતી. એકાએક તેનું ધ્યાન ગંગાની ઓરડી તરફ ગયું. બત્તીના પ્રકાશમાં તેણે ત્રણ—ચાર માણસો બેઠેલાં જોયાં; પરંતુ તેઓને ઓળખી શકી નહિ. રજની જરૂખાની બત્તી કરી અને એકચિત્તે ઓરડી તરફ જોતી ઉભી રહી.

સૌની સાથે બેસીને ગપ્પાં મારતા રાઘવનું ધ્યાન આ બત્તી તરફ ગયું. તે આશ્ચર્યપૂર્વક થોડી વાર બત્તી તરફ જોઇ રહ્યો. રાઘવનો લક્ષપલ્ટો જોઇ ગંગાએ પણ તે તરફ જોયું અને પછી બોલી: "શેઠાણીને પણ ઉંઘ આવતી હોય એમ લાગતું નથી."

"બિચારી!" રાઘવે શેઠાણીની દયા ખાઇ ઉત્તર આપ્યો. "એને ઉંઘ કેમ આવે? એના પોતાના મનમાં તો બ્હેન તરફ જરા ય અભાવ ન્હોતો! આ બધાં કામ પેલી જાડીનાં જ છે. શેઠાણીને આજે શું થતું હશે એ તો એ જ જાણતી હશે!"

"હાસ્તો. જરા જઇ આવતો ખરો. કંઇ કામ હશે." માળીએ રાઘવના મતને ટેકો આપતાં કહ્યું.

રાઘવ ઉઠયો, ઝરૂખા પાસે આવી, નીચે ઉભો રહી ઉંચે જોઇ બોલ્યો: "કંઇ કામ છે બાઈ?"

"હા, રાઘુ! જરા ઉપર આવતો ભાઈ." હાથના ઇશારાથી રાઘુને ઉપર આવવાની આજ્ઞા કરી રજની અંદર જતી રહી. રાઘવ કુતુહલતાથી ઉતાવળો ઉતાવળો ઉપર આવી રજની સામે ઉભો.

રજની ધીરે રહીને ખુરસી પર બેસતાં બોલી: "કેમ જાગો છો રાઘુ?"

રાઘવ ખરૂં કારણ છુપાવતો હોય, તેમ કંઇક અચકાતો બોલ્યો: "ઉંઘ નો'તી આવતી એટલે બેઠાં હતાં, અમસ્થાં જ."

"હં....મને પણ ઉંઘ નથી આવતી ! આ આલિશાન મકાનમાં એકલાં રાત કેમ જાય ?"

"ખરી વાત છે, બ્હેનની જ વસ્તી હતી. આજે બધું કેવું અભર્યું લાગે છે ?"

"હાસ્તો. ક્યાંય ચેન પડતું નથી. એટલે જ જાગતી હતી. ગંગાની ઓરડીમાં બત્તી જોઇ મને થયું કે તમે પણ જાગો છો. ઉંઘ ન આવતી હોય તો અહીં જ આવોને બધાં બેસીએ જરા !"

રાઘવ આવા વાતાવરણમાં અહીં આવીને બાઇ સાથે આ નવા બનાવની ચર્ચા કરવા ઇચ્છતો જ ન્હોતો. એટલે તેણે તતપપ કરતાં ઉત્તર આપ્યો: "હવે તો કોઈ નથી બાઈ, ગંગાના છોકરાને જરા તાવ આવી ગયો હતો એટલે તે જાગતી હતી અને હું અમસ્થો એને ધીરજ આપવા બેઠો હતો. ગંગા છોકરાને મૂકી આવી શકે નહિ, અને હું તો અહીં જ છું !"

"તને ય ઉંઘ આવતી હશે !"

"ના, ના, ઉંઘ જેવું તો કંઇ નહિ. પણ આખો દિવસ કામકાજ થાય એટલે જરા રાત્રે સૂઇ જવાની ઇચ્છા થાય."

"જા, ત્યારે સૂઈ જા."

આજ્ઞા મળવા છતાં રાઘવ વિનાકારણ મુંગો થઇને થોડી વાર તો ઉભો જ રહ્યો. પછી જવા માટે પગ ઉપાડતો હતો ત્યાં જ રજનીએ પૂછ્યું.

"બ્હેને જતી વખતે તમને કંઇ આપ્યું કે નહિ રાઘવ ?"

"બ્હેન ભૂલે ?" રાઘવે આનંદીત બની કહ્યું: "બધાને બબ્બે રૂપિયા આપ્યા. ગંગાને ૧૦ રૂપિયા વધારે આપ્યા."

"કેમ ગંગાને એટલા બધા રૂપિયા વધારે આપ્યા ?"

"બ્હેને કહ્યું કે માધુએ પ્રવીણને ખૂબ રમાડયો છે તે આ દસ રૂપિયાની તેને એક વીંટી લઇ આપજે ! એ પહેરીને માધુ બાબાને રોજ યાદ કરશે."

રજની એક દીર્ઘ નિશ્વાસ મૂકી બોલી: "બાબો તો એમે ય યાદ આવ્યા કરશે. બિચારો કેટલો સુંદર ને ડાહયો છોકરો હતો, નહિ રાઘવ ?"

"હાસ્તો, એનું મ્હોં તો જાણે બધું જ નાના શેઠ જેવું રૂડું લાગે ! અને હસમુખો બ્હેન જેવો જ ! એટલો નાનો છે પણ જ્યારે જૂઓ ત્યારે હસતો ને હસતો જ." રાઘવે પ્રસન્ન મુખે બાબાની પ્રશંસા કરી; પરંતુ નાની શેઠાણી સામે જોતાં જ તેનું મુખ પડી ગયું.

રાઘવે બાબાની સુંદરતા માટે આપેલી ઉપમા સાંભળી રજની આશ્ચર્યસહ રોષભરી નજરે ને અનિમેષ નયને તેની સામે જોઇ રહી હતી.

રાઘવ વ્હીલું મ્હોં કરીને નીચું જોઇ ગયો.

એક જ વખતે બંનેના મનમાં એક જ વાત આવી વસી હતી. રાઘવ એ વાત ટાળવા બોલ્યોઃ "નાનાં છોકરાં તો બધાંય વ્હાલાં લાગે બાઈ! કાલે બધાં ભુલાઈ પણ જશે. એમના જવાનો અફસોસ કરવો નકામો છે. પારકાં માણસ કેટલા દિવસ રહે?" અને પછી તરત જ વાત ફેરવી બોલ્યોઃ "હવે તમે સૂઈ જાવ, તમારાથી ઉજાગરા વેઠી શકાતા નથી. નાહકની તબીયત બગડશે."

"હા. હું તો હવે સૂઈ જ જઈશ. અને તું પણ હવે સૂઈ જા." કહી રજની ટેબલ પરથી એક પુસ્તક લઈ તે ખોલીને તરત જ વાંચવાનો ડોળ કરતાં બોલીઃ "રવેસની બત્તી બંધ કરતો જજે!"

"જી." કહી રાઘવ જતો રહ્યો. વાંચવામાં પરોવાય એટલું રજનીનું મન સ્વસ્થ ન્હોતું. થોડી વાર આમતેમ પુસ્તકનાં પાનાં ફેરવ્યાં અને પછી બંધ કરી; ફરી રવેસમાં આવી જોયું તો ગંગાની બંધ ઓરડીમાં હજી પણ બત્તી બળી રહી હતી. રજનીએ ધાર્યું કે હજી પણ એ લોકો આજના પ્રસંગની ચર્ચા કરતાં હશે. તે રોષયુક્ત ભાવે જ ત્યાં વિચાર કરતી ઉભી રહી. પરંતુ અંતે થાકીને અંદર આવી; બારણાં બંધ કરી, બત્તી બુજાવી પલંગ પર પડી.

બીજે દિવસે બપોરે તે કૌચ પર પડીને પોતાના પત્રથી પતિ પર થનારા આઘાતની કલ્પના કરી રહી હતી.

ગંગા પાસે જ નીચે બેસી ધોયેલાં કપડાની ઘડી કરતી હતી. રજની સવારથી કોઇની સાથે બોલતી ન્હોતી. આથી ગંગા તેને બોલાવવાના હેતુથી કંઇ બોલવા જતી હતી એટલામાં તેની નજર બારીમાં ઉભેલા રાઘવ પર પડી.

બંનેની નજર એક થતાં જ રાઘવે ઇશારો કરીને જણાવ્યું કે "પેલી જાડી માસી આવે છે."

ગંગાએ રજની તરફ જોયું તો તે આંખો બંધ કરી પડી રહી હતી. ગંગા ધીમેથી ઉભી થઇ બારી પાસે આવી બોલી: "ક્યાં છે?"

"નીચે છે."

"છોને આવે આવવા દેને!" ગંગાથી અણગમો પ્રગટ કરતાં જરા ઉંચા સ્વરે બોલાઇ ગયું.

વિચાર તંદ્રામાં પડેલી રજનીએ એ સાંભળ્યું. તેણે બેઠાં થઈ આશ્ચર્યથી ગંગાને પૂછ્યું: "કોણ છે ગંગા?"

"માસી આવે છે."

રજની હમણાં બે દિવસથી માસી ઉપર ખૂબ જ બળી રહી હતી. તે માનતી હતી કે માતાના જે પત્રથી ઘરમાં દુ:ખદ વાતાવરણ ઉભું થવા પામ્યું હતું તે પત્રનું મૂળ કારણ માસી જ હતાં. આથી માસીના આવવાના ખબર સાંભળી નીચલો હોઠ બહાર કાઢી મ્હોં મચકોડી ફરી કોચ પર આડી પડી.

થોડી વારમાં જ દમથી ઉંચાનીચા થતાં માસીના દેહે દર્શન દીધાં. નિયમ પ્રમાણે માસીએ મોઢું બંધ રાખીને ઇશારાથી જ રાઘવને પૂછ્યું: "બાઇ ક્યાં છે?"

"અંદર સુતાં છે." કહી રાઘવ રવાના થઇ ગયો.

ગંગા પણ માસીના ઉંહકારા સાંભળી અંદરના ઓરડામાં ચાલી ગઇ.

માસી ઓરડામાં આવી રજની સુતી હતી તે જ કોચને એક ખૂણે બેસી ગયાં. થોડી વાર આરામ લીધા પછી તેઓ સુતેલી રજનીને ઉદ્દેશી બોલ્યાં: "સુઇ ગઇ રજની?"

રજની માસીના અવાજથી ચોંકીને બેઠી થઇ બોલી: "તમે છો માસી? આવો; આવો."

"હા. મા. મેં કહ્યું અત્યારે ઉંઘ આવી ગઇ કે શું?"

"ઉંઘ તો રાતના ય નથી આવી તો અત્યારે ક્યાંથી આવે માસી! એમ જ પડી હતી!"

"હું જાણું છું મા. આટલા મોટા ઘરમાં તને એકલું ગમે જ નહિ તો પછી રાતના ઉંઘ તો શાની જ આવે? વળી એકાએક ઘર ખાલી થઇ ગયું છે એટલે બધું અભર્યું લાગે! ગઇ રાતે જ મને આ વિચાર આવ્યો હતો. એટલે મેં તો તરત જ ભાઇને કહીને સંતોકબાને કાગળ લખાવી નાખ્યો છે. આજકાલમાં તો

તેને આવી બતાવું ! આટલાં વરસ પાણીમાં નથી કાઢયાં, દિકરી !"

રજની આ સમાચારથી દંગ જ થઇ ગઇ. આવા સંજોગોમાં માતાને બોલાવવાની તેની જરા ય ઇચ્છા ન્હોતી. એટલે માસીના આ કાર્યથી તે ક્રોધે ભરાઈ. પરંતુ રોષ પ્રદર્શિત ન કરતાં તેણે સ્હેજ અણગમાનો ભાવ ધારણ કરી કહ્યું: "શા માટે બાને હેરાન કર્યાં માસી ! અહીં મને શું દુ:ખ છે? પ્રભા બ્હેન ન હોત તો બા થોડાં જ સાથે આવત? અને આવા સંજોગોમાં એમને અહીં બોલાવવા એ મને તો ઠીક નથી લાગતું."

માસીએ પોતાની આ સમય સુચકતાના બદલામાં ધારેલી પ્રસંશાને બદલે અણગમો જોઇ. મ્હોં બગાડી ઠબકો આપતાં કહ્યું: "તને શું ખબર પડે રજની? તું તો હજી છોકરૂં છે! પરભા શું કરી ગઇ હશે એ કોણ જાણે છે? એકાદ અનુભવી માણસ નહિ હોય તો ઘરમાં અવ્યવસ્થા જ ઉભી થશે! બે મહિના સંતોક અહીં રહેશે તો બધું બરાબર માર્ગે ચડાવી દેશે! પછી તું જાણે ને તારૂં ઘર જાણે!"

રજની જરા રોષિત બનીને બોલી:

"માસી! બ્હેન એવું કશું વિરોધી વાતાવરણ ઉભું કરી ગયાં છે કે જેના શમન માટે આવા કૌભાંડો રચવાની જરૂર પડે! જે વાતને નિર્માલ્ય ગણી ભુલી જવી જોઇએ તે વાતને આવડું મોટું રૂપ શા માટે

આપો છો ? તમે મને પૂછ્યા વગર બાને તેડાવ્યાં તે સારૂં તો નથી જ કર્યું."

"છેલ્લા શબ્દો એ અણગમાના ભાવથી એવું મ્હો બગાડીને બોલી કે એ સાંભળીને માસીનું મ્હોં એથી પણ વધુ બગડી ગયું.

માસીએ રોષે ભરાઈને ઉત્તર આપ્યો:

"રજની ! એમાં તે એવું શું મેં ખોટું કરી નાખ્યું છે ? તારી બા આવશે તો તનેજ. લાભ થશે. મારા માટે કંઈ થોડીજ મેં તેડાવી છે ?" થોડી વાર શ્વાસ લઈ તેઓ જ કહેવા લાગ્યાં: "તારી બા પોતે જ કહી ગઈ છે કે તમને એમ લાગે કે મારી જરૂર છે તો જરૂર તેડાવજો. મને લાગ્યું કે તું એકલી છે. તારી બા અહીં આવે તો સારૂં. નહિ તો હું બે પૈસાનોય એવો ખોટો ખર્ચ ન કરૂં. અને હજી જો તને એમ લાગતું હોય તો આજે જ ભાઈને કહીને ના લખાવી નાખું !"

રજનીને લાગ્યું કે માસીના મીઝાજનું સુકાન ફર્યું છે. જો આ વાક્યધારા અસ્ખલિત ચાલુ રહેવા દેવામાં આવશે તો તેનો વેગ વધતો જશે અને લાભદાયી પણ નહિ નિવડે. આથી તે હસીને માસી પ્રત્યે બોલી: "હાય, હાય, માસી તમે તો ઉંધું વેતર્યું ! હું કહું છું શું, અને તમે સમજ્યાં શું ? હું એટલા માટે

કહું છું કે મારી બાને શા માટે આ ઉપાધીમાં ઓરવી જોઇએ ? આવી નાનીસુની વાતમાંય એને મારી ચીંતા ને કાળજી રાખવી પડે એ કંઇ સારૂં કહેવાય ? મારે પોતાને પણ હવે આ બધો વ્યવહાર ચલાવતાં શિખવું જોઇશે ને ? અને કદાચ જરૂર પડે તો તમે ક્યાં નથી ?"

માસીને રજનીની આ ડહાપણ ભરી વાત ગળે ઉતરી ગઇ. તરત જ તેમના દીવેલીયા ડાચા ઉપર હાસ્ય ફેલાઇ વળ્યું. રજનીની પીઠ પર હાથ ફેરવતાં તેઓ બોલ્યાં: "અરે મા હું તો ઉંધું સમજી. મને એમ લાગ્યું કે જાણે તારા વરને માઠું લાગશે !"

"એમને કંઇ માઠું નહિ લાગે માસી ! તમે કે બા થોડું જ અમારૂં અહિત કરો એમ હતાં ?"

"નારે મા અમે........"

રજની હવે આ વાત લંબાવવા જરા પણ ઇચ્છતી ન્હોતી તેણે માસીની વાત તરફ લક્ષ ન આપતાં ગંગાને બુમ મારી કહ્યું. "મહારાજને બે ચાનું કહેજે. !" અને ગંગા તરફથી તેનો કશો જ ઉત્તર ન મળવાથી પોતો જ ઉઠીને રસોડા તરફ જતી રહી.

રજની ચા લઇને આવી ત્યાં સુધી માસી ત્યાં જ બેસી રહ્યાં હતાં. ચહા અને દુકાનેથી આવેલ મોળા-

સાટા ટેબલ પર મૂકી રજનીએ કહ્યું "માસી ચાલો નાસ્તો કરવા, તમારાથી ખાઇ શકાય એવું જ છે."

માસી "આવું બેન કહીને ઉભાં થઇ ખુરસી પર બેસી ગયાં અને ચા—નાસ્તાની પ્રશંસામાં મૂળ વાતને ભુલી પણ ગયાં. માત્ર જતી વખતે તેમણે એટલું કહ્યું કે "તારી બા આવે ત્યારે મને તરત જ ખબર મોકલવાનું ભૂલીશ નહિ."

રજનીએ જરૂર ખબર મોકલાવવાની કબુલાત આપી માસીને વિદાય કર્યાં.



# ૧૨

ચંદુ પ્રદર્શનમાંથી તે દિવસે લગભગ સાડા અગિયાર વાગ્યે ઘેર આવ્યો ત્યારે આખા દિવસના પરિશ્રમથી થાકીને તદ્દન લોથ જેવો થઇ ગયો હતો. તેમાં યે જ્યારે રજનીના પત્રથી તેણે એ જાણ્યું કે બેન–બનેવી એકાએક આફ્રિકા જતાં રહ્યાં છે ત્યારે આશ્ચર્ય-યુક્ત આઘાતથી અચેત થઇ તે ખુરસી પર ઢળી પડ્યો.

થોડી વારે સભાન થઇ નિરાશ વદને ટેબલપર બે હાથ વચ્ચે મ્હોં છુપાવીને પ્રસંગોને પગથીયે પગ મૂકી તે ભૂતકાળના ભોંયરામાં દૃષ્ટિપાત કરવા લાગ્યો. પ્રત્યેક પળે બ્હેનની અમીભરી આંખો, મીઠાશ ભરી વાણી અને વ્હાલભર્યો હાથ યાદ આવતાં ગયાં

ને એમ સ્મરણને પહેલે પગથીયે આવી ઉભો રહ્યો. અમદાવાદની અજાણી ગલીમાં એક અંધારી રાત્રે તેણે જીવનમાં ક્યારેય નહિ જોયેલ એવી એક અજાણી દેવીને બ્હેન કહી, ને તેની ચર્ણરજ માથે લીધી હતી. પ્રતિ-ઉત્તરમાં બ્હેને કહ્યું હતું : "ભાઇ ! આટલું યાદ રાખજે કે ઇશ્વરે અર્પણ કરેલ કર્તવ્યપંથેથી જો વિચલીત થઇશું તો જેણે આપ્યું છે તે પાછું લઇ લેતાંય વિલંબ નહિ કરે !"

આ શબ્દ સ્મરણથી ચંદુ ચમક્યો. પુનઃ તે ભૂત-કાળની ભૂલભૂલામણીમાં ઘુમવા લાગ્યો. ફરીને તેણે પ્રત્યેક પ્રસંગ પર આંખ ફેરવી; પરંતુ કોઇ જગ્યાએ તેને કર્તવ્ય-વિમુખતાનો કાળો તલ સુધ્ધાં દેખાયો નહિ પોતે ક્યારે ય કસુર નથી કરી એ સ્પષ્ટ થતાં તેની મુંઝવણ વધી પડી !

કદાચ રજનીએ ભુલ કરી હોય અને ધીરજલાલને માઠું લાગ્યું હોય. પરંતુ બ્હેનનો ક્ષમાશીલ અને સહન-શીલ સ્વભાવ, રજની પરની બ્હેનની અતૂલ લાગણી, એ બધું યાદ આવતાં ! તેને એ શંકામાં કંઈ વજન જણાયું નહિ. અને રજની એ બ્હેનને માઠું લગાડવાની ભુલ કદિયે કરે નહિ. તે દિવસે તેણે પોતાની જનેતા-ને જ પરખાવી દીધું હતું કે "જો તમને આ ઘર પરનું બ્હેનનું એકહથ્થુ વર્ચસ્વ ન ગમતું હોય તો તમે ખુશીથી જતાં રહો બા. પરંતુ જેના આશિર્વાદે મારા આ સુખી સંસારનું નિર્માણ થયું છે એમને

દુઃખ લાગે એવું હું ઇચ્છી પણ ન શકું તો બોલાય તો શી રીતે?" આ શબ્દો પોતે જ એક દિવસ અચાનક સાંભળી ગયો હતો. અને પોતાને પણ એ અર્ધાંગ્નામાં એટલો અચળ વિશ્વાસ હતો કે તેને શા માટે એ શબ્દો બોલવા પડયા એ પણ પૂછ્યું ન્હોતું. ત્યારે આજ એના વલણ માટે એવી શંકા કરવી એ શું યોગ્ય ગણાય? જેમ જેમ ચંદુ વિચારતો ગયો તેમ તેમ તેની મુંઝવણ વધતી ગઇ. ઘેર ગયા વગર એ મુંઝવણ નહિ જ ટળે એમ એને લાગ્યું.

એકાએક ઘડીઆળનો એલાર્મ સાંભળી તેની વિચાર નિદ્રા તૂટી ગઇ. આંસુથી ધોવાઇને લાલ થઇ ગયેલી આંખો સાફ કરી ઘડીઆળ સામે જોયું તો પાંચ વાગ્યા હતા!

આખી રાત એક જ સ્થિતિમાં પડી રહેવાથી તેનું આખું અંગ જકડાઇ ગયું હતું. ખુરસી પરથી ઉઠયો. માંડમાંડ ચાલીને તે પલંગ પર પડયો.

હંમેશના નિયમ મુજબ સવારમાં જ્યારે નોકરે આવી જગાડયો ત્યારે સાત વાગ્યા હતા. જેમ તેમ આન્હીક કાર્ય આટોપી તે પ્રદર્શનમાં આવ્યો. દુકાને આવી ગાદી ઉપર વિચારમગ્ન સ્થિતિમાં બેઠો.

ગઇ કાલે જ ગુસ્સે થઇને આપેલી ભલામણ મુજબ દુકાનનો મહેતો ગઇ કાલનું સરવૈયું બતાવવા આવ્યો.

શેઠની મુખમુદ્રા જોઈ તે જરા ખંચકાયો પણ હિમ્મત કરી ઉઘાડો ચોપડો શેઠ સામે રજુ કર્યો. હિસાબના ચોપડા સામે નિષ્કાળજી ભરી નજર ફેરવી ચંદુએ કહ્યું: "આખો હિસાબ તમે જ ફરી તપાસી જજો. આજથી બધું કામકાજ તમારે જ સંભાળવું પડશે. હું કદાચ આજ રાતના અમદાવાદ જઈશ."

આજે શેઠને આમ નિર્મોહી બની ગયેલા જોઈ મહેતાજીને આશ્ચર્ય તો થયું પરંતુ તે કંઈ પૂછી શક્યો નહિ. ચુપચુપ થોડી પળ તે શેઠ સામું જોઈ રહ્યો. પછી "જી." કહીને પોતાની જગ્યાએ આવી બેસી ગયો.

રોજ દુકાનમાં આવી અને શેઠ ધમાલ મચાવી મૂકતા. એથી આજે શેઠનું આ અલિપ્તપણું જોઈ નોકરો છાની રીતે શેઠના મુખભાવ પર નજર કરી ગુપચુપ કામે લાગી ગયા અને જાણે આખી દુકાન મુંગા માણસો-ની જ હોય તેમ ઇશારાથી જ પ્રશ્નોત્તર થવા લાગ્યા.

ચંદુ અર્ધોએક કલાક દુકાનમાં એમ જ નિષ્ક્રિય બેસી રહ્યો. અંતે તે એક દીર્ઘ નિશ્વાસ મૂકી ઉઠયો અને પ્રદર્શનની કચેરી તરફ ચાલ્યો.

પ્રદર્શનના વ્યવસ્થાપક વિશ્વનાથભાઈ સાથે ચંદુને ખૂબ મિત્રતા જામી હતી. એમની પાસે એ કલાકો સુધી બેસી રહેતો. આનંદ, સલાહ, સુચના વગેરે ઘણું ઘણું એ ત્યાંથી મેળવી લેતો.

હસમુખા સ્વભાવના વિશ્વનાથભાઈના હૈયામાં ભુતકાળની અનેક કરૂણ વેદનાઓ છુપાયેલી પડી હતી, એ ચંદુ થોડા પરિચયમાં પણ જાણી શક્યો હતો. પરંતુ તેઓ ગઈ ગુજરીને ઝાઝી સંભારતા નહિ અને હસતા રહી બીજાને હસાવતા. વિશ્વનાથભાઈ પોતે હસાવતા એટલું જ નહિ એમનો દેહ અને પોષાક પણ જોનારાને હસાવતા. દુબળો, પાતળો ને લાંબો દેહ; બેસી ગયેલ ગાલ, ઉંડી ઉતરી ગયેલ આંખો ઉપર મોટાં ગોળ ચશ્મા, ફ્રેંચકટ મુછો, માથે ઓડીયાં, સાંકડી બાંહ્યની કફની, છુટી પાટલીનું ધોતીયું અને પગમાં દોરીવાળા સફેદ બુટ, એમના આ અપ્રમાણ પાતળા દેહમાં બેડોળ લાગતાં. જ્યારે તેઓ આ શણગાર સાથે પ્રદર્શનમાં નિકળતા ત્યારે તેઓ પ્રદર્શનની જ એક જોવા લાયક વસ્તુ હોય તેમ લોકો ટીકી ટીકીને જોતાં અને પછી હસી પડતાં.

અને આમ હોવા છતાં ય વિશુભાઈ ક્યારેક ગંભીરપણે ભૂતકાળ ઉખેળતા ત્યારે એમની આંખો ભીની થતી, જીવનમાં કંઈક સુખદુઃખ જોયાં હોવાથી તેઓ અત્યંત સહૃદયી બની ગયા હતા. એમની થોડીક દુઃખદકથાઓએ ચંદુનું હૈયું ભીનું કર્યું હતું. અને પોતાની આખી જીવનકથા પણ તે કહી ચુક્યો હતો. વ્યવસ્થાપક પણ પ્રભા માટેની ચંદુની અપ્રતિમ લાગણીથી પરિચિત હતા અને તેથી કોઈ વખત હસતાં હસતાં તેને 'પ્રભાનો—ભાઈ' કહી બોલાવતા હતા.

ચંદુ કચેરીમાં આવ્યો ત્યારે પ્રદર્શનના વ્યવસ્થાપક ખુરસીમાં બેસી ટેબલપર ઉઘાડા રાખેલા કોઇ પુસ્તકમાંથી ધીમે સાદે કવિતા ગણગણી રહ્યા હતા. ચંદુના મુખપર ગ્લાની જોઇ તેમણે પૂછ્યું:

"કેમ આજે બેચેન જણાવછો પ્રભાના ભાઇ ?"

"અમસ્થી સુસ્તી !" ઉત્તર આપીને ચંદુ વ્યવસ્થાપકની સામે ખુરસીપર બેઠો.

"કંઇ 'ટોનીક' લઇ લો ને ?"

"નહિ. ટોનીક-બોનીકની કંઇ જરૂર નથી, દવાથી સારૂં થાય એવું એ દરદ નથી !" નિરાશાનો નિશ્વાસ મૂકતાં ચંદુએ ઉત્તર આપ્યો.

"ત્યારે ?"

"દયાથી !"

"તમોને બી શું થયું છે આજે ? ઘી-ખાંડના ભાવ વધ્યા કે શું ?"

"ઘેરથી કાગળ આવ્યો છે !"

"બધાંની તબિયત તો સારી છે ને !" વ્યવસ્થાપક જરા ગંભીર થયા.

"તબિયત તો સારી જ હશે. એ લખે છે કે ધીરજલાલ એકાએક આફ્રિકા ઉપડી ગયા છે !"

"Oh my god, અમદાવાદથી આફ્રિકા ? High jump નો Record કર્યો !" કહી ને તેઓ હસી પડ્યા.

ચંદુ ચુપચુપ બેસી રહ્યો.

વ્યવસ્થાપક ચંદુના ભગિનીપ્રેમથી પરિચિત હતા એટલે તેઓ ચંદુને આમ અવાક્ જોઇ મશ્કરીની વાત જતી કરી ગંભીર થઇ બોલ્યા.

"એમાં એટલું બધું દુઃખી થવા જેવું શું છે ચંદુલાલ! એમને કોઈ સારો લાભ મળવાની આશા હશે એટલે જ એકાએક ચાલ્યા ગયા હશે, પુરૂષોએ પ્રયત્ન કરવો જ જોઇએ. એમ ભગવાને પણ ગીતામાં કહ્યું છે." કહી તેઓ ફરી હસવા લાગ્યા.

"પ્રયત્ન આફ્રિકામાં થઇ શકે એવું થોડું જ છે? એ તો અમદાવાદમાં પણ થઇ શકે તેમ હતું!"

"અમદાવાદ કરતાં આફ્રિકામાં વધારે અનુકુળ સંજોગો હશે કહાય."

"સંજોગોની સામે થઇને માર્ગ મેળવવો તેનું જ નામ ખરો પ્રયત્ન નથી? એવા પ્રયત્નનું જ મહત્વ વધુ છે! સંજોગોથી ડરીને સગવડતા માટે દોડાદોડી કરવી એનું નામ જ પ્રયત્ન નથી! અમદાવાદમાં જ અમે દુકાન કરવાનું નક્કી કર્યું હતું. રાજીનામું પણ એટલા માટે જ આપ્યું હતું."

"એમને જે માર્ગ વધુ યોગ્ય લાગ્યો તે ગ્રહણ કર્યો. એમાં આપણે શા માટે દુઃખ માનવું જોઇએ? આફ્રિકાની એમની સફર સફળ ઇચ્છો."

"સફળ જ ઇચ્છું છું. તમે તો જાણો છો કે, આ આત્મા બ્હેનનું અહિત ક્યારે ય ઇચ્છી શકે તેમ નથી."

"એ તો હું જાણું છું. તો પછી આ પ્રકારથી તમારે મન પણ બાળવું જોઇએ નહિ."

"મન બાળું નહિ ? એ લોકો પરદેશ ગયાં તેથી જ માત્ર દુઃખ થાય છે એમ નથી. બ્હેન પારકી થાપણ છે. એમ હું પણ માનું છું. મને જે દુઃખ છે તે બ્હેનના ચુપચુપ ચાલ્યાં જવાનું છે." એક નિશ્વાસ નાંખી ચંદુએ આગળ કહેવા માંડયું:

"તમે નથી જાણતા. વિશુભાઇ! બ્હેનના જવાથી મારી અનેક આશાઓના ચૂરેચૂરા થઇ ગયા છે." ચંદુનો કંઠ ભરાઈ આવ્યો. તે થોડી પળ ચુપ થઇ ગયો. વ્યવસ્થાપક આ લાગણીવશ બનેલા નિર્મળ પ્રેમી માણસના મ્હોં સામું જોઇ રહ્યા.

કંઇક સ્વસ્થતા ધારણ કરી ચંદુ બોલ્યો: "જે રાત્રે મારા દર્દપીડીત ને અનાથ શરીરનો એમણે ભાઇ કહીને હાથ જાલ્યો હતો તે જ પળથી એમની સાનિધ્યમાં રહીને સેવા કરવી અને સંસારના સ્વકલ્પીત સર્વોત્તમ સુખના સિંહાસને એ દેવીને પધરાવી એ એક જ ઇચ્છા મારા જીવનની સાધના હતી."

"પરંતુ સાધનામાં જ હંમેશાં વિઘ્નોનો વધુ સંભવ હોય છે. વિઘ્નહિન સાધના સાધના મટીને સરળતા બની જાય છે. મુશ્કેલીઓ જ સાધનાનું મહત્વ વધારે છે. માનો કે આ પ્રસંગ તમારી સાધનાની એક કસોટી છે. કોઇ પણ જાતના ખુલાસા વગરના સમાચારથી જ શા માટે અસંબંધ કલ્પનાઓ કરીને દુઃખી થાવ છો ? એક વખત ઘેર જઈ આવો ! બધું સમજાઈ જશે !"

"એ કહેવા તો હું અહીં આવ્યો હતો. દુકાનનું અને રસોડાનું જો તમે થોડા દિવસ ધ્યાન રાખો તો—"

"એ વિષે તમારે ચિંતા ન કરવી આખા પ્રદર્શનની વ્યવસ્થાનું કામ તો છે જ તેમાં એક વધુ! એકનોય ગોવાળ અને સોનો ય ગોવાળ." કહી વ્યવસ્થાપક હસી પડ્યા.

એટલામાં સીપાઇએ આવી, વ્યવસ્થાપકને ખબર આપ્યા કે "આપને મળવા બહાર કોઇ રાહ જૂએ છે."

"આવું છું." કહી વ્યવસ્થાપક ઉભા થયા. અને જતાં જતાં ચંદુ સામે જોઇ બોલ્યા. "વારૂ. ત્યારે આજે જ જવાની ઇચ્છા રાખો છો કે?"

"વિચાર તો એવો જ છે!"

"જઇ આવો. બધી વાતને પૂરેપૂરી જાણશો. એટલે તમને પણ નિરાંત થશે. બાકી આ પ્રકાર એક વખત તો બનવાનો જ હતો. વ્યવહારમાં હંમેશાં કોઇને રાજી રાખવાનું બની શકતું નથી. અને તેમાં યે સાથે રહીને તો નહિ જ. અપવાદ હશે પણ મોટે ભાગે તો આમ જ બને છે. એટલે આ પ્રસંગથી તમારે બહુ દુઃખી થવું નહિ...." આમ બોલતાં બોલતાં વ્યવસ્થાપક બહાર નીકળી ગયા.

ચંદુ પણ તેમની પાછળ બહાર નીકળ્યો ને દુકાને આવી મહેતાજીને દુકાન સંભાળવાની ભલામણ કરી બીજું પરચુરણ કામકાજ પતાવી તે જ રાતના તે અમદાવાદ જવા રવાના થયો.

## ૧૩

લગભગ નવેક વાગ્યે ચંદુ સ્ટેશનેથી ભાડાની ગાડીમાં ઘેર આવ્યો. દરવાજા પર જ ગંગા તેને સામી મળી. સફેદ રૂમાલ નીચે ઢાંકીને એ કંઈક લઈ જતી હતી. શેઠને આમ અચાનક આવેલા જોઈ તેને આશ્ચર્ય થયું. તે આ સમાચાર શેઠાણીને આપવા પાછી ફરી. પણ ચંદુએ તેને જોતાં જ બૂમ મારી બોલાવી: "ગંગા !"

ગંગા પાછી ફરીને શેઠની આજ્ઞાની રાહ જોતી મુંગી ઉભી રહી.

ચંદુએ નજદીક આવી પૂછ્યું: "ક્યાં જતી હતી તું ?"

"માસીને ત્યાં, બાસુંદી આપવા. માજીએ દુકાનેથી મંગાવી હતી."

ચંદુ આ માસી ને માજીનાં પાત્રોને ઓળખી ગયો. તેને વધુ આશ્ચર્ય તો ન થયું. પણ સ્વભાવિક રીતે તેણે ગંગાને પુછ્યું: "ત્યારે માજી હમણાં અહીં આવ્યાં છે એમ?"

"જી. બ્હેન ગયાં...."

"ઠીક છે, જા. માળીને બોલાવી આ બધો સામાન ઉપડાવી લે." કહી ચંદુ ચાલતો થયો.

બંગલાનાં પગથીયાં ચડતાં જ ચંદુને સંતોકબાનો પરિચિત સ્વર કાને અથડાયો. માજી કોઇને તતડાવી રહ્યાં હતાં: "એક પણ રમકડાંને ગંગાના છોકરાનો હાથ અડવા દઇશ નહિ. 'આંધળાનું કટક કુવામાં' એવી આ વાત છે. બોડી બામણીના ખેતરની જેમ સૌ આ ઘરનાં ધણી થઇ પડયાં હતાં. નોકર ચાકરને મન જાણે બધું ઘરનું થઇ ગયું હતું! હવે એ નહિ ચાલે. સમજ્યો ને?"

ચંદુએ નજર કરી તો સંતોકબા છેલી ઓરડીના દરવાજામાં ઉભાં રહી રાઘવને ઠપકો આપી રહ્યાં હતાં. પરંતુ બંને એવી રીતે ઉભાં હતાં કે ચંદુને ઉપર જતો તેઓ જોઇ શકયાં નહિ. ચંદુ એ તરફ દુર્લક્ષ કરીને ઉપર આવ્યો. દિવાનખાનામાં કોઇજ ન્હોતું રસોયો રસોડાના બારણામાં ઉભો ઉભો મુઠીમાં પિસ્તાં ભરીને બીજે હાથે એક એક દાણો મ્હોંમાં મૂકી ચાવી

રહ્યો હતો. શેઠને જોતાં જ તે ખભા પરના મેલા રૂમાલથી મ્હોં લૂછીને દોડતો આવી બોલ્યોઃ "બાઈ નીચે ગયાં છે, બોલાવું ?"

"ના."

ચંદુનો આ ટુંકો જવાબ સાંભળી હર્ષભર્યો આવેલ મહારાજ ખસીયાણો પડી જઈ મ્હોં બગાડી જતો રહ્યો.

ચંદુ કોટ–ટોપી ઉતારી બારી પાસે ઉભો રહી ખમીસનાં બટન ખોલતો હતો. સ્વાભાવિક તેની નજર નીચે ગઇ. રજની પ્રાતઃસ્નાનથી પરવારીને ફૂલ વીણી રહી હતી. સુકવવા માટે પીઠ પર છૂટો મૂકેલો લાંબો કેશ કલાપ, સફેદ સાડી, અને ફૂલ વીણવા માટે અર્ધ વળેલા તેના સુદૃઢ દેહે ચંદુને તપોવનમાંની શકુન્તલાનું સ્મરણ કરાવ્યું. ઘડીભર તે બધા જ વિચારોને વિસરી જઇ સહચરીની સુંદરતાને પ્રફુલ્લ મને જોઇ રહ્યો. ધરાઇ ધરાઇને જોવા માટે તે બારીનું પડખું ઝાલી સ્થિર થઈ ઉભો રહ્યો. પરંતુ એટલામાં જ સંતોકબાનો હર્ષમિશ્રિત કર્કશ અવાજ કાને પડ્યોઃ

"ક્યારે આવ્યા ચંદુલાલ ? હું તો નીચે જ હતી મેં તો તમને જોયા પણ નહિ! માળીના હાથમાં સામાન જોઇને પૂછ્યું ત્યારે જ ખબર પડી કે તમે આવ્યા છો !"

ચંદુએ મુખ પરના કચવાટને સંતાડતાં કૃત્રિમ સ્મિત કરી સપ્રણામ ઉત્તર આપ્યો. "હજુ હમણાં જ આવ્યો." પાછો ફરીને એ પૂર્વોકત દૃશ્ય જોવા જતો હતો તેટલામાં સંતોકબાએ ફરી ચાલુ કર્યું: "તબીયત ઠીક ન્હોતી રહેતી કે? જૂઓ તો કેટલા લેવાઇ ગયા છો? તબીયત બરાબર ન રહેતી હોય તો વહેલું ન આવતું રહેવાય ?"

"તબીયત તો બરાબર છે. મને કશી જ માંદગી નથી."

"તમે તો એમજ કહેશો." સંતોકબા મ્હોં મલકાવીને જમાઇ તરફ અત્યંત વહાલ પ્રદર્શિત કરતાં બોલ્યાં: "પણ હું તો તમને જોઇને જ સમજી શકું તો !"

ચંદુ કશું બોલ્યો નહિ.

આથી સંતોકબાએ એક વધુ પ્રશ્ન કર્યો: "કેમ અગાઉથી આવવાના ખબરે ય ન આપ્યા ?"

"એમાં અગાઉથી ખબર આપવા જેવું શું હતું ?"

"ન્હોતું કેમ ?" સંતોકબાથી બોલાઇ તો ગયું પરંતુ ખબર આપવા જેવું શું હતું એ કહી શક્યાં નહિ એટલે તેમણે માર્ગ બદલી ઉચ્ચ સ્વરે મહારાજને બૂમ મારી કહ્યું: "મહારાજ ! નીચેથી જરા બાઇને બોલાવો."

મહારાજ રસોડાના દ્વાર પર ઉભો ઉભો આ બધું સાંભળી રહયો હતો. તે સંતોકબાની આજ્ઞા સાંભળી, બાઇને બોલાવવા બે પગલાં આગળ વધ્યો એટલામાં બાંઇએ જ દાદરનું છેલ્લું પગથીયું ચડી દર્શન દીધાં. આથી તે ગુપચુપ મૂળ જગ્યાએ જઇ ઉભો રહયો.

રસોયાને આજ્ઞા કરવા છતાં સંતોકબાથી ધીરજ રાખી શકાઇ નહિ. તેથી તેઓ "ચાલો હું જ બારીએથી બોલાવું કહી બારી તરફ ચાલ્યાં તેમને અટકાવી, બારણા તરફ ઇશારો કરી ચંદુ બોલ્યો; "તેને ખબર છે."

સંતોકબાએ પાછું ફરી જોયું તો રજની માતાની હાજરીની મર્યાદા જાળવવા પીઠ ફેરવીને-ઉભી હતી.

આ જોઇ હસીને તેઓ બોલ્યાં: "એમ શરમાઇને ઉભાં રહયેથી નહિ ચાલે બ્હેન, જા, એમને માટે ન્હાવાની વ્યવસ્થા કર, હું અંદર જઇ મહારાજને ચા બનાવવાનું કહું છું." બોલતાં બોલતાં તેઓ બહાર ચાલ્યાં ગયાં.

માતાના ગયા પછી રજની દિવાનખાનામાં આવી. દિવસોના વિયોગ પછી એ પતિની પાસે આવી ઉભી હતી. હૃદયમાં પતિ મિલનનો હર્ષ હોવા છતાં ય તે મ્હોં ઉચું કરીને પતિ સામે જોઇ શકી નહિ. ચંદુ ગુપચુપ ઉભો રહી ને સહચરીનું આ સંકોચયુકત વર્તન જોઇ રહયો હતો.

રજની ધીમે ધીમે આગળ આવી, સ્વામિના પગ પાસે બેસી ગળગળા અવાજે બોલી: "મારો જરાયે દોષ નથી!" પતિના પગ પકડીને એ કોણ જાણે કેટલો વખત બેસી રહેત. પરંતુ ચંદુએ પ્રિયતમાના આ સંકોચભર્યા વિનયને સમજી બંને હાથે ટેકો આપી ઉભી કરી, અને મ્હોં પર ઉતરી ગયેલો સાડીનો પાલવ ઉંચો કરી જોયું તો તેની આંખમાં આંસુ ઉભરાઇ આવ્યાં હતાં.

પ્રિયતમાની હૃદયવ્યથા જોઇ ચંદુએ તેને છાતી સાથે ચાંપી પીઠ પર હાથ ફેરવતાં કહ્યું: "તારે દુઃખી થવાનું કશું જ કારણ નથી. રજની! જેણે તારે માટે મારા દિલમાં પણ અતુલ શ્રધ્ધા ઉત્પન્ન કરી છે તેની પાસે એટલું નાનું દિલ નથી એ હું જાણું છું. હું તો એ જ વિચારી રહયો છું કે: જે પ્રેમ ચિરંજીવ, ક્ષમા-યુકત, ત્યાગનું સત્ય સ્વરૂપ, સહનશીલતાનું પ્રતિક, સ્વર્ગિયસુખનું સાધન અને પ્રભુતામાં પ્રવેશવાની પગદંડી એવાં અનેક વિશેષણોથી પુનિત મનાયો છે; એ પ્રેમ પણ કાચના પુતળાં જેવો નાજુક અને બરડ હશે કે એક મામુલી ઠોકર લાગતાં જ એનો નાશ થઇ જાય? કયા લોભે ખ્હેને પોતે જ ઊભા કરેલા મનોરથોના મહેલને તોડી પાડવાની હિંમત કરી હશે?"

રજની પતિના ખભા પર માથું મુકી રડતી જ રહી, તે કશો જવાબ આપી શકી નહિ. ચંદુ પત્નિને

પુનઃ આશ્વાસન આપવાના ઉદ્દેશથી કંઇક બોલવા જતો હતો; પરંતુ સંતોકબાના સ્વાગમનની સુચનારૂપ ખોંખારાથી બંને સાવચેત થઇને છુટાં પડી ગયાં.

સંતોકબાએ દ્વાર પર પગ મૂકતાં જ ઉંચા સ્વરે સૂચનાઓ કરવા માંડી:

"ચાલો; ચંદુલાલ! મેં ગરમ પાણી કઢાવ્યું છે, તમે નાહી લ્યો. પછી જરા નાસ્તો કરી સુઇ જાવ. આખી રાતનો ઉજાગરો હશે અને વળી ઘરની ચીંતા! તમારી બ્હેનેય પણ ગજબની ભાઇ. કોઇને કાને જરા જેટલો અવાજ પણ આવવા દીધો નહિ. આમ તો તમારા પર મરી જતી, પણ તમનેય ખબર આપ્યા નહિ!" અને પછી બહાર જતાં જતાં ઉમેરતાં ગયાં. "કંઇ અમસ્થોજ પારકા છોકરાને પોતાનો કરી લીધો હશે?"

ચંદુને સાસુના સંતાપથી જરાયે આશ્ચર્ય થયું નહિ. ઉલટું તેના તરફ દુર્લક્ષ કરી તે ન્હાવા જવાની તૈયારી કરવા લાગ્યો.

પાછલા પહોરે ચંદુ દુકાન તરફ જવા માટે નિકળ્યો. દરવાજા પાસે આવતાં તેણે ગંગાના છોકરાને ડ્રાઈવર પાસે ઉભેલો જોયો.

ઘણા વખત પછી એકાએક નાના શેઠને જોઇ માધુ આશ્ચર્ય પૂર્વક તેમની સામે જોતો ઉભો રહ્યો. ચંદુએ સહજ ભાવે તેને પૂછ્યું: "કેમ માધુ! બાળુશેઠ વગર તને ગમે છે કે?"

બાબુશેઠની યાદથી છોકરો શોકાગ્રસ્ત થઇ ગયો. તેણે માથું હલાવી ધીમેથી કહ્યું: "ના."

"ત્યારે જવા કેમ દીધા?" ચંદુએ હસીને છોકરાને વધુ બોલાવવાના હેતુથી જ પ્રશ્ન કર્યો.

બાળક ગળગળો થઈને બોલ્યો: "મેં ક્યાં કાઢી મૂક્યો છે?"

"ત્યારે?"

બાળકે ચારે બાજુ ભયભીત નજરે જોયું કે બીજું કોઇ તો નથી ને? પછી બે હાથથી અભિનય કરી બોલ્યો: "પેલી જાડીપાડી માસીએ!"

ચંદુ બાળકનો અભિનય જોઇ હસી પડયો, પરંતુ એ જાડીપાડી માસીનું નામ સાંભળી વિચારમાં પડી ગયો. છોકરાને શિઘ્રતાપૂર્વક ઉત્તર આપતો જોઇ તેને લાગ્યું કે: તેની પાસેથી કંઇક વધુ જાણવા મળશે. આથી તે માધુને આશ્વાસન આપતાં કહેવા લાગ્યો: "કંઇ નહિ, ચાલ, હવેથી તું મારી જ સાથે રમજે! મારી સાથે રમવું તને ગમશે ને?"

છોકરો શરમાઇને નીચું જોઇ ગયો, દાંત સાથે જીભ ચીટકાવીને ડચકારો કરી તેણે ના પાડી.

"કેમ? મારી સાથે તો તને મીઠાઇ મળશે! મોટરમાં બેસવાનું મળશે!" ચંદુએ નીચા નમી માધુના ખભા પર હાથ મુકી કહયું: "ચાલ તારે મોટરમાં બેસવું છે?"

બાળકે એ વાતને મશ્કરી સમજી ગુસ્સે થઈ ઉત્તર આપ્યો: "મારે નથી બેસવું મોટરમાં."

ચંદુ સમજી ગયો કે છોકરાએ પોતાની વાતને મશ્કરી જ માની લીધી છે. તેથી તે તેની પીઠ થાબડી બોલ્યો: "હું તારી મશ્કરી નથી કરતો માધું! જા, ઘેર જઈ કપડાં બદલી આવ, ચાલ આપણે દુકાને જઈ આવીએ."

માધુ આ આશ્વાસનથી રાજી થઇ બોલ્યો: "હું આવું દુકાને?"

"હા. હા, જરૂર. પણ કપડાં બદલી આવ."

બાળક આનંદમાં આવી જઈ "ઉભા રહો, હું હમણાં કપડાં બદલી આવું." કહી ઘર તરફ દોડી ગયો.

વૃધ્ધ મખ્ખનપ્રસાદ આ પ્રકાર જોઇ રહ્યો હતો. છોકરાને દોડી જતો જોઇ તે હસીને બોલ્યો: "લડકા બડા ચાલક હોગા માલિક!"

"હાં, અગર કોઇ સહારા મિલ જાય. જહાં તક આદમી ગરીબ હો, વહાં તક ઉસકી અકકલ ભી તો અકકલ નહિ કહી જાતી!"

"સહારા કયોં નહિ હૈ? આપ હો તો હૈ માલિક! ઔર કયા ચાહિયે?"

"હું......." કહી ચંદુ થોડીવાર અબોલ રહ્યો. પછી મખ્ખન સામે જોઈ બોલ્યો: "ખુશ કિસ્મતિસે કભી સહારા મિલ ભી જાતા હૈ, લેકિન સમાજ કભી

ફુભી યે ભી નહિ દેખ સકતા હૈ, આગે બડ ચૂકે હુએ ઈન્સાન દુસરોંકો આગે જાતા હુઆ નહિ દેખ સકતા!"

મખ્ખન સમજ્યો હોય કે નહિ પરંતુ તેણે કશો જવાબ આપ્યો નહિ. એ નીચે બેસી મોટરનાં પૈડાંને તપાસવા લાગ્યો.

થોડીવાર પછી માધુ દોડતો આવી બોલ્યો: "ચાલો હું તૈયાર થઈ આવ્યો."

ચંદુએ તેના માથા પર હાથ ફેરવી કહ્યું: "સાબાશ! હંમેશા આમ ધોયેલાં કપડાં પહેરીને મારી સાથે ફરવા આવજે હો!"

"હો." કહી માધુ મોટરના દરવાજા તરફ ચાલ્યો.

ગંગા ઓસરીની કિનાર પર ઉભી રહી પુત્રના આ સદ્ભાગ્યને પુલકિત વદને જોઈ રહી હતી.

ગાડી ચાલુ થયા પછી ચંદુએ માધુના માથા પર હાથ ફેરવતાં ધીમેથી વાતની શરૂઆત કરી. "માધુ! એ જાડીપાડીએ જ બાબુશેઠને કાઢી મૂક્યા છે, ખરું કે?"

"હાસ્તો. એ બહુ ખરાબ છે શેઠ?" માધુનો સંકોચ મોટરમાં બેઠા પછી કોણ જાણે ક્યાં ઉડી ગયો. તેણે ટટ્ટાર થઈ ઉત્તર આપ્યો.

"પણ એણે જ કાઢી મૂક્યા છે એ તેં કેમ જાણ્યું? એ તો એની બા ગયાં એટલે જ ગયા ને?"

માધુને લાગ્યું કે પોતે માસીને દોષ દેવામાં ભૂલ કરી છે. બાબુશેઠ તો તેની બા જવાથી જ ગયા છે.

એ સમજાતાં તેનું મ્હોં ઉતરી ગયું. પરંતુ તરત જ કંઇ યાદ આવતાં તેણે હિમ્મતથી પોતાની વાતનું સમર્થન કરતાં કહયું : “ હા. પણ મ્હોટી બ્હેનને જ કયાં જવું હતું ? રાધુ મારી બાને કહેતો હતો કે મોટાં બ્હેન ગયાં ત્યારે નાની શેઠાણી અને મોટી બ્હેન ખૂબ રડતાં હતાં. પણ મોટા શેઠ પરાણે લઇ ગયા!”

ઘરનાં નોકર–ચાકર પણ આ વાતને પ્રગટરીતે ચર્ચતા હોવાનું જાણી ચંદુને દુઃખ તો થયું, પરંતુ હજુ કંઇક વધારે જાણવાનું મળશે એ હેતુથી તેણે બાળક સાથે વાત ચાલુ રાખી.

“મોટા શેઠ પરાણે લઇ ગયા તેમાં માસી શું કરે ? ”

“માસીનો જ બધો વાંક છે!”

“કેમ ?”

“માસી છે ને તે શેઠાણીને બધું ખોટે ખોટું કહેતાં હતાં. મોટા શેઠ દાદરા ઉપર ઉભા રહીને બધું સાંભળતા હતા. એટલે તો પછી એ ચાલ્યા જ જાય ને ?” માધુ સમજ્યા વગરની, સાંભળેલી; પણ સાચી વાત કરી ગયો.

“એ વળી તને કોણે કહ્યું ? ”

“મને કોણ કહે વળી !” માધુશેઠની સામે જોઇ આશ્ચર્યપૂર્વક બોલ્યો: “મારી બાએ બધું જોયું હતું. તે રાધુને વાત કરતાં હતાં.”

દુકાન આવી, ચંદુ ગાડીમાંથી ઉતરી દુકાનમાં આવ્યો. અચાનક શેઠને આવેલા જોઈ નોકરો ઉતાવળા ઉતાવળા પોતપોતાના કામ પર ગોઠવાઈ ગયા.

માધુ જીવનમાં પહેલી જ વાર આવડી મોટી દુકાનમાં આવ્યો હોવાથી 'ક્યાં બેસવું' એ મુંઝવણમાં જ એક ખુણામાં જઈને બાઘા જેવો બની ઉભો રહ્યો.

ચંદુ જ્યારે દુકાનના કામમાંથી પરવાર્યો ત્યારે લગભગ સાત વાગી ગયા હતા. માધુ ક્યારનો ય હલવાનું બંડલ લઈને ગાડીમાં બેસી મખ્ખન સાથે ગપ્પાં મારી રહ્યો હતો.

ચંદુ ગાડીમાં આવી બેઠો. ગાડી ચાલુ થાય ત્યાર પહેલાં, રાહ જોઈને બેસી રહેલ એક ભીખારી હાથગાડી લઈ મોટરની બાજુમાં આવ્યો અને હાથગાડીમાં પડેલા ભિખારીને બતાવી કહેવા લાગ્યો: " આ અનાથ, અપંગ, ગરીબ બિચારાને કંઈ ખાવાનું અપાવો શેઠ !"

માધુએ કુતુહલથી માથું બહાર કાઢી જોયું તો ગાડીમાં સુતેલા ભિખારીને આખે શરીરે ગુંમડાં ફૂટી નીકળ્યાં હતાં. અને તે પર અસંખ્ય માંખીઓ બણબણી રહી હતી. માધુ એ જોઈ મ્હોં બગાડી થુંકીને બોલ્યો: "જીવડા પડ્યા છે. માસીની જીભમાં પણ એવા જ જીવડા પડશે."

ચંદુએ દુકાનના માણસને બોલાવી બંને ભીખારીઓને પેટભરી ખવડાવવાની આજ્ઞા કરી, ને પછી મખ્ખનને ગાડી ઘર પર લેવાની સુચના કરી બોલ્યો: "કેમ માસીને જીવડા પડશે માધુ ?"

" માળી કહેતો હતો કે માસીએ મોટી બ્હેન ને નાના શેઠ પર ખોટું આળ ચડાવ્યું છે. તેથી તેની જીભમાં જીવડા પડશે." સહજભાવે વાત કરીને માધુ બારીની બહાર અણદીઠ દ્રશ્ય જોવા લાગ્યો.

ચંદુ આ છેલ્લી વાત સાંભળીને ઠરી જ ગયો.

ગાડી દરવાજા પાસે આવી ઉભી રહી.

એ જ વખતે બરાબર દરવાજાની વચ્ચે ઉભાં રહીને સંતોકબા કડવીમાસીને વિદાય આપી રહયાં હતાં. રજની થોડે દૂર ઉભી ઉભી એ બંને બ્હેનોની વાતો સાંભળતી હતી. સ્વામીને જોતાં જ તે પાછી ફરી.

ચંદુએ માધુની "જાડી પાડી માસી" ને જોયાં. મ્હોં પર અણગમાની થોડી રેખાઓ પણ કોતરાઇ ગઈ. કિંતુ માસી અને માજી તરફ લક્ષ આપ્યા વગર જ તે આગળ વધ્યો.

માસી ચંદુને આમ અબોલ જ જતો જોઇ પોતાની હાજરીનું ભાન કરાવતાં બોલ્યાં: "આવી પહોંચ્યા કે ચંદુલાલ ? કેમ છે તબીયત ?"

પરંતુ ચંદુલાલે જાણે સાંભળ્યું જ ન હોય તેમ માસીના હર્ષભર્યા આવકાર તરફ દુર્લક્ષ કરી આગળ જતા રહયા.

ચંદુના આ વર્તનથી માસીને સ્વાભાવિક રીતે જ માઠું લાગ્યું અને તેઓ મ્હોં બગાડી સંતોકબાને ઉદ્દેશી બોલ્યાં: "જોયું ? આજનાં માણસોને તો સારૂં કરો કે બુરૂં તેનું કંઇ નહિ. મનગમતું થવું જોઇએ !"

"સાંભળ્યું નહિ હોય!" સાસુએ જમાઈનો બચાવ કર્યો.

"સાંભળ્યું હોય તો પણ ભલે. મને કંઈ થોડું જ માઠું લાગવાનું છે? તેમ મેં કંઈ થોડું જ એમનું બુરું કર્યું છે?"

"ના. મા! તમે હતાં તો વળી છોકરીનું આટલું ધ્યાન રાખીને તેનો સંસાર સૂધાર્યો! અમારાથી દૂર બેઠાં બેઠાં થોડું જ કંઈ થવાનું હતું?" સંતોકબાએ કડવીબ્હેનના પરોપકારનો નિર્દેશ કરી ઉપકાર માનતાં કહ્યું: "ઈશ્વર તમને એનો બદલો આપશે! કોઈનું ભલું કર્યું ક્યારેય ફોગટ જતું નથી."

"એમાં શું કર્યું છે બ્હેન, છોકરાંઓનું ભલું કરવું એતો આપણી ફરજ છે. સારૂં ત્યારે હવે હું જઈશ. લ્યોજય શ્રીકૃષ્ણ!" કહીને માસીએ જવાની તૈયારી બતાવી.

"હા. જાવ, પછી મોડું થશે." સંતોકબાએ માસીને વિદાય આપી ને બન્ને બ્હેનો છૂટી પડી.

રજની પતિની પાછળ પાછળ ઉપર દિવાનખાનામાં આવી. ચંદુએ કપડાં ઉતારી કોચ પર બેસતાં કહ્યું: "માસી તારી ખૂબ સંભાળ લેતા લાગે છે!"

રજની સ્વામિના મુખ પર જણાતા વિષાદ ભાવોનો જ વિચાર કરી રહી હતી. આથી આ કટાક્ષને તેણે તરત જ સમજી લીધો. સંકોચપૂર્વક તેણે ધીમેથી ઉત્તર આપ્યો: "પોતાનાં છે એટલે ક્યારેક આવે-જાય છે. બીજી તો શી કાળજી રાખતા હોય?"

"બસ ? આવવાજવાથી વધુ કશું જ નહિ ?" એ એવા ભાવે ચંદુએ આ પ્રશ્ન કર્યો કે એ સાંભળીને રજનીને તરત જ આ આખો પ્રકાર સ્વામી જાણી ગયા હોય એમ લાગ્યું. શો ઉત્તર આપવો એ તેનાથી નક્કી કરી શકાયું નહિ. પતિ સાથે આ બાબતમાં પોતાને કશી યે ચર્ચા કરવાનો સમય ન આવે એવી એની આંતરિક ઈચ્છા હતી. એથી સ્પષ્ટતા કરવાનું પોતાને માથે આવે છે એવું સમજાતાં એ ભય અને સંકોચથી કંપી ઊઠી. એ પતિને ઉત્તર આપવાનો પ્રયત્ન કરતાં રડવા જેવી થઈ ગઈ! કિંતુ માતાએ તેને બચાવી લીધી. સંતોકબા બારણેથી ઉચ્ચ સ્વરે જમાઈને ઉદ્દેશી બોલ્યાં: "દુકાને જઈ આવ્યા કે ચંદુલાલ ?" બોલતાં બોલતાં તેઓ બારણામાં આવી ઊભાં.

રજની માતાની હાજરીથી છૂટકારાનો દમ લઈને અંદર જતી રહી. ચંદુએ કંટાળાભર્યા સ્વરે ઉત્તર આપ્યો "હા."

"બધું બરાબર ચાલે છે ને ?"

"ચાલે છે !"

"હું પણ કાલે સવારે જ આવી છું. ઘર મૂકીને કંઈ એકદમ અવાય છે ?"

"ના." ચંદુ આ પ્રશ્ન વગરના ઉત્તરનો પ્રત્યુત્તર આપી ઊભો થયો.

"તમારી બ્હેનનો ઓરડો ઉઘાડીને તો જુઓ શું લઇ ગઈ ને શું મૂકી ગઇ તેની ખબર તો પડે. એના ગયા પછી કોઇએ ઘર ઉઘાડીને જોયું પણ નથી !"

"જોયું જ થઇ રહેશે." કહી ચંદુ કંટાળીને દિવાનખાનાની બહાર જતો રહ્યો.

"તો ઠીક." કહી સંતોકબા પણ અંદર જતાં રહ્યાં.

રાત્રિભોજનથી નિવૃત્ત થઇ ચંદુ શયનખંડમાં પ્રિયતમાની રાહ જોતો બેઠો હતો. કેટલી યે સીગારેટોની રાખ કરી નાખી, કેટલાં ય પુસ્તકોનાં પાનાં ફેરવ્યાં, કેટલી યે વાર બારીમાં ઉભા રહીને અમદાવાદનું નિશા-દૃશ્ય જોઇ આવ્યો, પણ રજની આવી નહિ, ઘડી-યાળમાં જોયું તો સાડાદસ વાગી ગયા હતા ! તે કંટાળીને સીગરેટ સળગાવી પલંગ પર પડયો.

દિવસોના વિયોગ પછી આજે પતિમિલન માટે રજનીનું હૃદય અધીરૂં થઈ રહયું હતું. પરંતુ બ્હેનના ગૃહત્યાગની ચર્ચાના ભયથી તે એક ડગલું આગળ ભરી શકતી ન્હોતી. સંતોકબા તો ઠાકોરજીનું નામ લઇને કલાક પહેલાં જ પોઢી ગયાં હતાં. છતાં ય રજની એકલી માતાના ઓરડામાં બારણાં બંધ કરી હાથમાં પુસ્તક રાખી વાંચવાનો ડોળ કરીને વિચારી રહી હતીઃ એક દિવસ પોતે જ બાબાના જ જન્મની વધાઇ આપીને પતિના હર્ષોન્મત ભૂજપાશમાં જકડાઇને કોઇ અનેરો આનંદ અનુભવ્યો હતો. આજે

એના જ ગૃહત્યાગની વાત પોતાને મુખે કહીને એ શું અનુભવવાની હતી? પતિમિલનની પ્રથમ રાત્રીએ પણ તેણે આટલો સંકોચ ન્હોતો અનુભવ્યો.

વાસ્તુને દિવસે બ્હેને અભિમાનપૂર્વક કહ્યું હતું: “ચંદુ! રજની તો મારી લક્ષ્મી છે. એ જ્યાં હોય ત્યાં હંમેશાં આનંદમંગળ જ હોય!” આજે જ્યારે એવું સ્પષ્ટ થશે કે એ આનંદમંગળ વર્તાવનારી લક્ષ્મી-ને જ કારણે પતિના આ સુખપૂર્ણ સંસારજીવનની વિધાતા બ્હેનને ગૃહત્યાગ કરવો પડયો છે ત્યારે એ ત્યાં ઉભી જ કેમ રહી શકશે?

વિચારમાં ને વિચારમાં સંતપ્ત મને એ ક્યાં ય સુધી બેસી રહી. સંરક્ષકના સુખદુઃખનો વિચાર કર્યા વગર સમય કાપ્યે જતી ઘડીયાળે અગિયારના ટકોરા વગાડયા રજની ચમકી, આળસ ખાઇને એ આસ્તેથી ઊભી. થઇ, ઉતરેલે મ્હોંયે, સંકોચ અને ભયગ્રસ્ત મને, એ બહાર નીકળી ધીમે પગલે શયનખંડના દ્વાર પર આવી ઉભી રહી. ધીરેથી તેણે બારણાંને ધકકો મારી જોયો, બારણાં ખાલી જ વાસેલાં હોવાથી તરત જ ઉઘડી ગયાં. બારણાં ખૂલવાની સાથે જ જાણે બધો ભેદ ખુલી ગયો હોય તેમ રજની હેબતાઇને થંભી ગઈ.

ચંદુ જાગતો જ હતો. એનું લક્ષ દ્વાર પર જ હતું. બારણાં ઉઘડવાથી “કોણ?” કહી એ પલંગ પરથી નીચે ઉતર્યો.

છૂટી જવાના સંજોગો જોતો કોઇ ગુન્હેગાર જેમ ફાંસીની સજા સાંભળીને ભાન ભુલી દયા માટે જેમ ન્યાયદાતાના પગમાં ઢળી પડે તેમ રજની દોડીને પતિના ચર્ણોમાં માથું મૂકીને બેસી ગઇ.

આખો દિવસ રજનીએ અસ્વસ્થતામાં પસાર કર્યો હોવાથી તેણે વાળ હોળ્યા ન્હોતા, સાડી પણ બદલી ન્હોતી, ઉતાવળમાં રજનીની સાડી સરીને ગરદન પર પડી ગઇ હતી. ચંદુનું મન આ સમયે પણ પત્નિનો સવારે જોયેલો મોહક કેશકલાપ પર મોહી પડ્યું. ચરણોમાં પડેલી સુંદર સહચરીને એ કેટલીક પળ એમ જ નિરખી રહ્યો. પરંતુ શરણાગતના ઉનાં આંસુએ તેને જાગ્રત કર્યો. નીચે બેસી જઇ રડતી પ્રિયતમાને હૃદય સાથે ચાંપી પીઠ પર હાથ ફેરવતાં બોલ્યો:

“રજની! મને કંઇ ઓછું દુઃખ થતું નથી. તેં જતી વખતે બ્હેનનો ચર્ણસ્પર્શ કરીને બે આશિર્વાદ પણ લીધા હશે! મને એ સદ્‌ભાગ્ય પણ ક્યાં સાંપડ્યું છે? રાત–દિવસની આ અખંડ મહેનત પાછળ ઊભેલી મારી આશાની ઇમારત તૂટી પડ્યાનું દુઃખ મારે માટે કેટલું અસહ્ય છે એ હું જ જાણું છું. પરંતુ મને વિશ્વાસ છે કે બ્હેને જે કર્યું હશે, તે યોગ્ય જ હશે. કારણ હું નથી જાણતો એમ પણ નથી. પરંતુ તેથી તારે ભય પામવાની કશી જ જરૂર નથી. આ ઘરની સૌભાગ્ય લક્ષ્મી બનાવીને બ્હેન જ તને લાવ્યાં

છે. અને એમણે જ કહ્યું છે કે: "જ્યાં તું હશે ત્યાં કદાપી નિરાશા નિષ્ફળતા નહિ જ હોય." મને બ્હેનના એ કથનમાં વિશ્વાસ છે. અંતરના ઉંડાણમાંથી નિર્મળ અને નિઃસ્વાર્થભાવે નીકળેલી વાત કદી મિથ્યા થતી નથી. તું ઉઠ, કોઈ પણ જાતના સંકોચ વગર સ્વસ્થ મને સુઈ જા. આ આત્મા બ્હેનના વચનમાં અશ્રધ્ધા ધરાવવાનું સાહસ કદી કરી શકશે નહિ." થોડી પળ ચૂપ રહી બોલ્યો: "એક દિવસ મેં જ આવી અનિચ્છનીય ઘટનાની આગાહી કરી હતી. ત્યારે પણ બ્હેને એમ જ કહ્યું હતું કે: 'હીરાની માલીકી ધરાવનાર કંઈ પારેખ હોતો નથી. તારી સાસુ કરતાં પણ હું રજનીને વધુ ઓળખી શકી છું ! એ તારા ઘરની શોભા બની રહેશે ચંદુ !"

સ્વામીના શબ્દોથી રજનીની વ્યથા વધી પડી. બ્હેનની આ શ્રધ્ધાયુકત પ્રશંસાની વાત તો તેણે ઘણી વખત સાંભળી હતી. પરંતુ જ્યારે તેણે એ જાણ્યું કે, સ્વામીની શંકાનો પ્રતિકાર કરતા પણ બ્હેને અખંડ શ્રધ્ધા પ્રગટ કરી હતી ત્યારે તે અસહ્ય વેદનાથી પતિની છાતીમાં માથું દાબી હીબકાં ભરવા લાગી.

ચંદુ પત્નિની પીઠ થાબડતાં પુનઃ કહેવા લાગ્યો: "તું નિશ્ચિંત રહેજે ! બ્હેને માનેલા મારા ઘરની શોભાને હું મારા હાથે તો કયારેય ઝાંખી નહિં કરૂં ! ચાલ, ઉઠ, બ્હેનના વિયોગ સીવાયનું બીજું કંઈ દુઃખ આપણે મનમાં લાવવું ન જોઈએ." કહી તેણે રજનીને ઉભી કરવાનો પ્રયત્ન કર્યો.

રજની પતિના આગ્રહ અને સહાયથી ઉભી થઇ ધીમે ધીમે પલંગ પર પડી પાસું ફેરવીને સૂઇ ગઈ.

બીજે દિવસે વહેલી સવારમાં દુકાનનો વડો મુનીમ ચોપડા સાથે આવી બોલ્યો: "આપે કહેલ દિવસ સુધીની બધી પુરાંત કાઢી લીધી છે. હવે અહીં શું કરવાનું છે તે કહો."

"બ્હેનના ઓરડામાંની બધી ચીજોનું લીસ્ટ બનાવો. રઘુ માર્ફત ચાવી મગાવી લો."

મુનીમજી શેઠની આજ્ઞા લઇને ચાલ્યા ગયા. ચંદુ સ્નાનાદીકથી પરવારી વાળ ઓળી રહ્યો હતો એટલામાં માળીએ આવી તેના હાથમાં ટપાલ મૂકી.

ચંદુએ કલકત્તાની છાપ ખાઈ આવેલ ધીરજલાલના અક્ષરવાળું કવર ઓળખીને સૌથી પહેલું ઉપાડ્યું અને ફોડીને જિજ્ઞાસાથી વાંચવા લાગ્યો. પરંતુ થોડી વારમાં જાણે ચક્કર આવતાં હોય તેમ એક દીર્ઘ નિશ્વાસ સાથે કપાળ પર હાથ મૂકી ધબ્બ દઇને કોચ પર બેસી ગયો.

રજનીએ માળીને કાગળો લઇ જતો જોયો હતો, તેથી તે પણ તેની પાછળ પાછળ આવી હતી. સ્વામીને આમ એકાએક વ્યગ્ર બનેલા જોઇ તે ગભરાઇ ગઈ. તે પતિની પાસે જ કોચ પર બેસી બ્હીલે મ્હોંયે તેની પીઠ પર હાથ ફેરવતાં બોલી: "તમને શું થાય છે?"

"અફસોસ!"

"તમને વળી શાનો અફસોસ?" આશ્ચર્યથી પતિ સામે જોઇ રજનીએ પૂછ્યું.

"આટલાં વર્ષો પછી તેમણે પણ મને ઓળખ્યો નહિ!"

"કોણે?"

"ધીરજલાલે!"

ધીરજલાલનું નામ સાંભળી રજની થંભી ગઇ. ક્ષોભથી મ્હોં ફીકું પડી ગયું. તેણે ધીરેથી પૂછ્યું: "એમનો જ કાગળ છે? શું લખે છે?"

બીજાનું સાંભળનારાઓ પોતાનું શું કહી શકે?

રજની એક પછી એક ઉભા થતા અપ્રિય પ્રસંગોથી મુંઝાઈ ગઇ હતી. અસ્વસ્થ મન શાંત કરવા તે વિચારોને ઘુંટવા લાગી: "ધીરજલાલે શું લખ્યું હશે? પેલા પત્રની વાત તો નહિ લખી હોય? જેમાં માતાએ પોતાને લખ્યું હતું કે: "ભાઈ ભાઈ કહીને મરી પડતી તારી બેનનું મન તો મેલું લાગે છે? તું માને કે નહિ પણ જીવનનાં ૫૦ વરસના અનુભવ પછી માસીની વાતને તદ્દન ખોટી કહેવાની હિમ્મત હું તો નહિ જ કરૂં........!"

ચંદુ પણ એ વખતે વિચારે ચઢયો હતો. "ધીરજલાલ જેવા સુશીલ, પ્રેમાળ, દયાળુ, વિશ્વાસુ અને હસમુખા માણસે પણ લોકોની વાતમાં આટલો

જલ્દી વિશ્વાસ કેમ મૂક્યો હશે? મારી ગેર-હાજરીમાં મારા જ ઘરમાં એમને માટે એટલી બધી ચર્ચા થઇ હશે કે એમને આમ ગુપચુપ નાસી જવું પડે? એ ચર્ચા કરનારાંઓ છે કોણ? આ વિચારે તેને કડવીમાસી અને સંતોકબા ઉપર ક્રોધ ચડ્યો. એટલામાં સંતોકબાનો અવાજ આવ્યો. તેઓ ગંગાને પૂછતાં હતાં: "ગંગા! ચંદુલાલ શું કરે છે? આ મે'તો એકલો જ શું સમજવાનો હતો? એ પોતે જાય તો સમજ પડે કે શું રહ્યું અને શું ગયું?"

ચંદુએ ઉભા થઇ જોરથી બારણાં બંધ કરી દીધાં.

---

# ૧૪

અમદાવાદથી નીકળ્યા પછી માર્ગમાં આ વાત વિષે કોઇએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. પતિના આ એકાએક પરદેશગમનનું કારણ પ્રભાથી કંઇ અજાણ્યું ન્હોતું. ચંદુની સાસુના પત્ર પછી સ્વામિની પ્રકૃતિમાં થયેલો ફેરફાર તે જોઇ શકી હતી.

અને જે દિવસે તેમણે ઘર છોડ્યું તે દિવસે ગંગાની વાતથી તો ઘણી જ સ્પષ્ટતા થઇ ગઇ! ગંગાએ રડતાં રડતાં માસીને અનેક શ્રાપ આપીને કહ્યું: "બ્હેન તમારા જેવી દેવી ઉપર આળ ચડાવનાર એ બુઢ્ઢીનું સાત ભવમાં પણ સારૂં નહિ થાય! અને મોટા શેઠે શા માટે એવા મફતીયા મતદારોથી ડરવું જોઇએ? એવાં ઓને તો સામો જવાબ આપીને તેનાં મ્હોં જ બંધ કરી નાખવાં જોઇએ. એ ડોશીની જવાનીની વાતો કોણ નથી જાણતું?"

પ્રભા તો આ સાંભળીને શરમથી કાળી શાહી જેવી થઈ ગઈ. જે શંકાથી તે મુંઝાયા કરતી હતી તે એકાએક આમ સ્પષ્ટ થઈ જવાથી તે રકુંરકું થઈ ગઈ, જરૂર છતાં ય શાંતિ ધારણ કરી તેણે ઉત્તર આપ્યો: “ગંગા લોકમત પણ ન્યાય છણવાનું એક સાધન છે. એકદમ તેને બંધ કરી દેવાથી તો સત્ય ઊલટું ગુંચવાઈ જાય છે. સત્યને પ્રચારની જરૂર નથી. લોકો જ તેને શોધતાં હોય છે! **सत्यमेव जयते** એ સુત્ર જો સાચું હોય તો શાંતિથી હું તેની રાહ જોઈશ.”

“પણ તમારે ભાઈનું ઘર છોડવું પડે છે.........”

“તું તારા ભાઈનું ઘર છોડીને નથી આવી? સ્ત્રીઓ માટે એ મોટા દુ:ખની વાત નથી.”

એટલામાં ધીરજલાલે અંદર આવી કહ્યું: “શી વાત છે ગંગા?”

પ્રભાએ જ ઉત્તર આપ્યો: “આપણે ચંદુને મળ્યા વગર જઈએ છીએ તેનો ગંગા અફસોસ કરે છે!”

“એ તો એમ જ ચાલે ગંગા! લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવાય નહિ. ચંદુને તો હું પત્ર લખીને ય સમજાવી લઈશ.” પછી તે પ્રભા તરફ જોઈ બોલ્યા; “ચાલો હવે મોડું થાય છે.”

પત્રદ્વારા ભાઈનું મન મનાવી લેવાશે એટલું આશ્વાસન લઈને પ્રભા ગાડીમાં આવી બેઠી હતી. અને માર્ગમાં એ વિષે કશી ચર્ચા પણ કરી ન્હોતી.

આફ્રિકા આવ્યા પછી બે ચાર મહિના વીતી જવા છતાં ય જ્યારે ચંદુનો પત્ર આવ્યો નહિ ત્યારે એક દિવસ અધિરાઈથી તેણે પતિને પૂછ્યું: "ચાર મહિના થયા તોયે ચંદુનો કાગળ કેમ નહિ આવ્યો હોય ?"

"કાગળની શી જરૂર છે! એના સમાચાર મળ્યા કરે છે!"

"ક્યાંથી સમાચાર મળે છે? કોને મળે છે?"

"રમણ પર ધનુનો પત્ર છે તેમાં ચંદુના ઘરના નવીન લખ્યા છે."

"શું ?

"આપણા નીકળ્યા પછી ચંદુએ આખા ઘરની ચીજોની નોંધ કરી છે. અને આપણે કેટલું લઈ આવ્યા છીએ તેની તારવણી કરી છે!"

"તદ્દન જુઠું. ચંદુએ આપણા માટે જ આ બધું કર્યું છે એમ તેણે લખ્યું છે?" પ્રભા ક્રોધથી બોલી.

"લગભગ એવું જ!"

"ખોટું, બધું જ ખોટું, ધનુ ખોટો, રમણભાઈ ખોટા અને તમે પણ ખોટા. તમે જ તેને કાગળ લખ્યો નથી એમ કહોને? સરનામા વગર એ અહીં કોને કાગળ લખે!"

"મેં પત્ર લખ્યો છે, નથી લખ્યો એમ કેમ કહું ?"

"તો જવાબ કેમ ન આવે!"

"એ પત્ર જ એવો લખ્યો છે કે હવે કદિ પણ એનો જવાબ નહિ આવે. સમજી!" ધીરજલાલ ઉચ્ચ સ્વરે બોલીને પ્રભા સામે જોઇ રહ્યા.

"ઠીક છે. આખી જીંદગી ચંદુનો પત્ર ન આવે, કે તેના સમાચાર ન મળે એનું મને જેટલું દુઃખ નથી એટલું દુઃખ એના કારણનું છે. પરંતુ તમારા સંતોષ ખાતર મારે એટલું જ સહન કરવું પડતું હોય તો એ કંઇ વધુ નથી." આમ કહી તે પ્રવિણને તેડીને અંદર જતી રહી.

અને ત્યાર પછી પ્રભાએ પતિ પાસે ચંદુનું નામ ઉચ્ચારવાનું સુધ્ધાં છોડી દીધું.

એ વાત પરથી ચાર ચાર વરસ સરકી ગયાં છતાં પ્રભા ભાઇને ભુલી શકી નહિ. ઠેસ–ઠોકર લાગતી કે ખમ્મા ભાઇને બોલાઇ જતું અને તરત જ ચંદુની સ્નેહાળ અને હસમુખી મૂર્તિ સામે આવીને ઉભી રહેતી. સ્મરણપટ પર પ્રસંગ ચિત્રો ખડા થતાં: સમજુ બાળક જેવાં એનાં લાડ યાદ કરતાં પ્રભાની આંખમાં પાણી આવી જતાં. એ ભાઇની છબી સામે આવીને આંસુ લુછી અનિમેષ નેત્રે જોઇ રહેતી. વીરપસલી અને ભાઇ–બીજના તહેવારો પણ એમ જ જતા.

એવા જ એક ભાઇ–બીજના દિવસે પ્રભા છબી સામે ઉભી રહી ભાઇને આશિર્વાદ આપી રહી હતી. પ્રવિણ દોડતો આવીને માતાનો પાલવ પકડી ઉત્સુકતાપૂર્વક બોલ્યો: "બા! આજે મારા મામા જમવા આવશે ને?"

પ્રભા થોડી વાર આશ્ચર્યથી પુત્ર સામે જોઇ રહી. અને પછી પ્રેમથી ઉંચકી, એક બચી લઇ બોલી: "તને કોણે કહ્યું ભાઈ ?"

"મધુ, ઈન્દીરા, જનક એ બધાના મામા આજે જમવા આવશે. મધુ કહે છે કે આજે તો બધાના મામા જમવા આવે."

"તારા મામા ન આવી શકે, પ્રવિણ ! એ ઘણા દૂર રહે છે."

"મારે મામાને જોવા છે બા !" બાળકે નિરૂત્સાહ થઇ કહ્યું.

"જો." પ્રભાએ ચંદુની છબી બતાવતાં કહ્યું: "આ તારા મામા છે. ચંદુ મામા."

"એમ નથી જોવા." બાળક જરા નાખૂશ થઈ બોલ્યો:

"ત્યારે કેમ ?"

"એ મને બોલાવે અને ખોળામાં બેસાડે એમ જોવા છે ?"

આ સાંભળીને આંખમાં આસ્તે આસ્તે આવતાં પાણી પ્રભા લૂછે ત્યાર પહેલાં નીચે પડી ગયાં. તે પ્રેમથી બાળકને માથે હાથ ફેરવતાં ગદ્‌ગદ્‌ કંઠે બોલી: "મામાએ તો તને ખૂબ રમાડયો છે; પ્રવિણ ! તું પણ

મામાને ખૂબ હેવાયો હતો. જે દિવસે તારો ફોટો લેવો હતો તે દિવસે તું ખૂબ કજીયે ચડયો. ચાર ચાર પ્લેટ બગડી. અંતે મામા તને ખોળામાં લઈને બેઠા. અને આ એક જ ફોટો લેવાયો. જો, મામા તને ખોળામાં લઈને બેઠા છે, એમને તારા પર બહુ જ હેત છે. એ રોજ તારા માટે નવાં નવાં રમકડાં લાવે. મોટર, સાઈકલ, હાથી, ઘોડો, તારે માટે રમકડાનો તો મામાએ એક આખો ઓરડો ભરી રાખ્યો છે."

આ સાંભળી બાળક પુલકિત વદને પણ આજીજી-ભર્યા સ્વરે માતાના ગળામાં બંને હાથ ભેરવી બોલ્યોઃ "તો આપણે જ ચાલોને ત્યાં જઈએ બા."

"હમણાં નહિ, પ્રવિણ ! તને જનોઈ દેશો ત્યારે મામા એ બધું લઈને આપણે ત્યાં જ આવશે."

"ઉભા રહો બા, હું મધુને એ કહી આવું" કહી બાળક માતાની કેડમાંથી નીચે ઉતરી બહાર દોડી ગયો.

પ્રવિણ મામાના એ અનહદ પ્રેમની મિત્રોને વધામણી આપવા દોડી ગયા પછી પ્રભા આંસુ લુછી રસોડામાં જતી રહી. તે દિવસે રમણ, રમા અને અન્ય ગુજરાતી મિત્રોને જમવાનું આમંત્રણ આપવામાં આવ્યું હતું. લક્ષ્મીપૂજન માટે ઝાંઝીબારથી આવેલા શેઠના મોટા પુત્રને ધીરજલાલે જમવા નોતર્યા હતા.

બીજે દિવસે રમણે ઘેર જવાની તૈયારી કરવા માંડી ત્યારે પ્રભાએ રમાને બે-ચાર દિવસ રોકાઈ જવાનો આગ્રહ કર્યો.

રમણ જે ઈચ્છાથી ધીરજલાલને અહીં લઈ આવ્યો હતો એ ઈચ્છા સફળ થઈ ન્હોતી. ધીરજલાલે કારખાનાની વ્યવસ્થા હાથમાં લીધા પછી રમણલાલને પેઢીમાં મોકલવામાં આવ્યો હતો. આથી તેને શહેરમાં જ રહેવું પડતું હતું. શહેર અને કારખાના વચ્ચે લગભગ ૩૦ માઈલનું અંતર હોવાથી બંને મિત્રો ક્યારેક જ મળી શકતા. આથી જ પ્રભાએ રમાને બે દિવસ રોકાઈ જવા આગ્રહ કર્યો હતો. ભાભીના આગ્રહને વશ થઈ રમણે પત્નિને રહેવાની રજા પણ આપી.

આઠેક દિવસ ધીરજલાલને ત્યાં રહી આવ્યા પછી એક દિવસ રમાએ પતિને કહ્યું: "તમારા મોટાભાઈ પણ અજબ આદમી છે!"

"કેમ ? તને આ આઠ દિવસમાં કંઈ પરચો મળ્યો કે શું ?" રમણ વિસ્મત થઈ પત્નિ સામે જોઈ રહ્યો.

"પરચો-બરચો શાનો વળી ? એમણે કોઈ અદ્ભુત કાર્ય નથી કરી બતાવ્યું !"

"ત્યારે ?"

"બીજા પુરૂષોની જેમ જ: અદેખાઈ અને આશંકા !"

"કોની? તારી અદેખાઇ કરી કે મારી?" રમણે હસીને પૂછ્યું.

"મારી–તમારી અદેખાઇ શું કરશે? નબળો માટી બૈરી પર શૂરો!"

"એટલે?"

"એટલે શું? દેવી જેવાં પ્રભાબ્હેન પર પણ એ માણસ અજબ ગજબ ગુજારે છે!"

આ સાંભળી રમણ ગંભીર થઇ પત્નિ સામે આશ્ચર્યથી જોઇ રહ્યો. પછી ધીરેથી પુછ્યું: "કેમ શા માટે?"

"તમે જાણો છો? અમદાવાદથી તેઓ એકાએક કેમ આપણી સાથે આફ્રિકા આવવા નીકળ્યાં તે?"

"ના." રમણે ટુંકો જ ઉત્તર આપ્યો.

"મને ઘનશ્યામભાઇનાં વહુએ જ બધી વાત કરી હતી. જે દિવસે તેઓ મને પ્રભાબ્હેનને ત્યાં મળવા આવ્યાં તે જ દિવસે!"

"શી વાત?"

"તમારી માસીના સ્વભાવની! એમણે આ ભાઇ-બ્હેનને માટે પોતાના સ્વભાવ પ્રમાણે સાચી–ખોટી વાતો વહેતી કરી, અને એ વાતો ધીરજલાલને કાને આવવાથી જ એમણે આટલું જલ્દી અમદાવાદ છોડ્યું છે."

રમણને આ વાતથી આશ્ચર્ય તો થયું. પરંતુ એ વાતને બહુ મહત્વ ન આપતાં તેણે કહ્યું: "ધીરજલાલ

માસીને બરાબર ઓળખતા નહિ હોય, એનું નામ જ 'કડવીમાસી' છે. એ જેના પરિચયમાં આવે તેના જીવનમાં કડવાશ ન આવે તો એ કડવીમાસી જ નહિ, પણ હવે અહીં તેનું શું છે? ચાર વરસ પછી?"

"હા, ચાર વરસ પછી પણ એ વાત નથી વિસરાઈ, પ્રભાબ્હેન ભાઈબીજને દિવસે ઉપવાસ કરે છે. આ વખતે પણ એમણે ઉપવાસ કર્યો હતો. મેં એમને જમવાનો આગ્રહ કર્યો ત્યારે એમણે રડતાં રડતાં બધી વાત કહી."

"શી વાત કહી?"

એમણે કહ્યું: "મારાથી નાનો મારો એક ભાઈ હતો. એનું નામ હતું ચંદુ. એક દિવસ એ મારા પિતાનો વંશ બંધ કરીને પરલોક જતો રહ્યો. ત્યારથી ભાઈ વગરની હું; શા સુખે ભાઈબીજ ઉજવું? હું અપવાસ જ કરતી. ઋણાનુબંધે આ ચંદુ અનાથ થઈને મારે આશરે આવ્યો. મેં એને માજણ્યો માન્યો. તેણે પણ મને માજણી જ માની છે." કહેતાં કહેતાં તેઓ રડી પડયાં. "ત્યારથી હું ભાઈબીજ ઉજવતી. આજે જ્યારે મને એમ લાગે છે કે મેં તેને સદાને...." એટલું કહી પ્રભાબ્હેને વાત ફેરવી કહ્યું: "અહીં આવ્યા પછી મને આ દિવસે ભૂતકાળ યાદ આવે છે. એટલે અપવાસ જ કરૂં છું: મેં વાતને વધુ છેડી નહી

પણ બીજે દિવસે તમારા મોટાભાઈએ જ લખણુ ઝળકાવ્યાં !"

"શી રીતે ?"

"બીજે દિવસે તમારા ગયા પછી એમણે જ કહ્યું: "તું કાલે નથી જમી એ વાતની મને ખબર પડી ગઈ છે. પરંતુ કેટલા વરસ એ નિભાવીશ? જો એ ખરેખર તારો ભાઈ હશે તો આ જીંદગીમાં તને મ્હોં નહિ બતાવે!" આ વાત હું રસોડામાં સાંભળતી હતી તેની બંનેમાંથી કોઈને ય ખબર ન્હોતી."

"એમ ? એમ વાત છે ! ત્યારે તો એનો ઉપાય કરવો જ પડશે. ઠીક છે, એક દિવસ મોટાભાઈને મળી એમના પેટમાં રહી ગયેલી કડવીમાસીની કડવાશને આમ ચપટીમાં કાઢી નાખીશ." કહી તે એક હાથે ચપટી વગાડી હસતો હસતો કપડાં પહેરીને બહાર જતો રહ્યો.

અને ત્યાર પછી એક દિવસ પેઢીના જ કામે રમણને કારખાને જવાનો પ્રસંગ આવ્યો. રજાનો દિવસ હતો. બંને ભાઈઓ ભોજનાદિથી પરવારી દિવાનખાનામાં બેસી ધંધાવિષયક વાર્તાલાપ કરી રહ્યા હતા. એટલામાં તાપમાં રખડીને લાલ થયેલું મ્હોં લઈ પ્રવીણ દોડતો આવી રમણના ખોળામાં પડી બોલ્યોઃ "કાકા ! તમે મારા માટે શહેરમાંથી શું લાવ્યા છો ?"

ધીરજલાલે જ રમણની વતી પ્રવીણને જવાબ

આપતાં હસીને કહ્યું: "બાળુ ! કાકા થાય એટલે કંઈક લાવવું જ જોઈએ એવું થોડું જ છે ?"

પ્રવિણ કાકાના ખોળામાંથી ઉભો થઈ પિતા સામે જોઈ બોલ્યો: "હાસ્તો, કાકા કંઈ અમથા થયા છે ?"

"એ તો તું મોટો થશે ત્યારે ખબર પડશે કે: "કાકા મામા કહેવાના ને ઘરમાં હોય તો ખાવાના." એવા કાકા-મામા પણ હોય છે." ધીરજલાલે પુત્રને સંસારની સત્ય હકીકત કહેતા હોય તેમ ગંભીરાઈથી શિખામણ આપી.

"તારા મામા કંઈ મોકલે છે ?" રમણે પ્રવિણને પુન: પોતાના ખોળામાં લેતાં પૂછ્યું.

"મારા મામા ? અરે મારા મામાએ તો મારા માટે આખો ઓરડો રમકડાંથી જ ભરી દીધો છે !" પ્રવિણે અભિમાનથી પોતાના મામાની પ્રશંસા કરી.

"તને કોણે કહ્યું બાળુ ?" ધીરજલાલે આશ્ચર્યથી પૂછ્યું.

"મારાં બાએ."

"હં........" કહી ધીરજલાલ ગંભીર થઈ ગયા.

રમણ એકાએક ચમકીને આ પિતા પુત્ર સામે જોઈ રહ્યો. પછી તેણે જરા હસી અને ધીરજલાલને કહ્યું: "મારે તમને એક વાત પૂછવી હતી. મોટાભાઈ !"

"શું ?" ધીરજલાલે ધ્યાનભંગ થઇ રમણ સામે જોયું.

રમણ કંઇ બોલ્યો નહિ. થોડી પળ તે ધીરજલાલ સામે ચુપચુપ જોઇ રહ્યો.

ધીરજલાલે રમણને ચૂપ જોઈ ઉત્સુકતાથી પૂછ્યું: "શું પૂછવું હતું રમુ ?"

"માઠું તો નહિ લાગેને ?"

"કેમ, કંઈ નવી વાત છે ?"

"તમારે માટે બહુ જુની વાત હશે, પણ મારે માટે તો એ જરૂર નવી છે !"

"એવી તે શી વાત છે કે જેને માટે તારે આટલી પ્રસ્તાવના કરવી પડે છે ?"

"તમે જે વાત માટે અમદાવાદ છોડયું છે એ !" રમણે કહી નાખ્યું.

"હં...હવે સમજ્યો." કહી ધીરજલાલ ગંભીર બની ચૂપ થઇ ગયા.

"તમને નથી લાગતું કે તમે પરાયાં પર વિશ્વાસ રાખી પોતાનાંને અન્યાય કરી રહ્યા છો ?

"કડવું ઓસડ પીવરાવતી વખતે માતા કંઇ પોતાના બાળક પર જુલમ કરે છે, એમ કહી શકાય નહિ."

"તમને એટલો બધો વિશ્વાસ છે ?"

"વિશ્વાસ હોય કે ન હોય, પંચ કહે તે પરમેશ્વર!"

"એ વાત તો ખરી છે, પરંતુ પરમાત્માએ ઉત્પન્ન કરેલી વસ્તુને અપનાવવા માટે વિચાર કરવો જરૂરી નથી? સોમલ અને સાકર બેઉ એક જ ઇશ્વરે ઉત્પન્ન કર્યાં છે. પરંતુ સાકરની પેઠે સોમલને કોઇ આંખો મીંચીને મોંમાં મૂકી દેતું નથી. વિશ્વાસ હોય કે ન હોય તો પણ પંચનું કહેવું માની લેવામાં ડહાપણ નથી."

"રામચંદ્રજી પણ મુર્ખા જ હતા એમ તારૂં કહેવું છે?"

"એટલે તમે રામચંદ્રજીને પગલે ચાલો છો એમ કહો છો?" રમણ ખડખડાટ હસીને ખુરસી પર ટટ્ટાર થઇ બોલ્યો: "પણ એ તો તત્વજ્ઞાનની વાતો છે. એ આપણે ન સમજી શકીએ. પરંતુ જેણે આખું રામાયણ વાંચ્યું હોય એ તો ચોક્કસ કહી શકે કે રામચંદ્રજીએ ભૂલ કરી હતી. સીતાનો ત્યાગ કરવો પડે એવું કોઇ કાર્ય સીતાને હાથે થયું હતું?"

"ના."

"ત્યારે ધોબીની વાત જેવા કડવીમાસીના શબ્દો પર વિશ્વાસ મૂકવામાં તમે વળી શું ડહાપણ કર્યું છે?"

ધીરજલાલ ચુપચુપ રમણ સામે જોઇ રહ્યા. આ વાત પર આટલી સરળ ચર્ચા થઇ ગઇ એ તેમને ગમ્યું નહિ. પોતે કશો ઉત્તર આપે ત્યાર પહેલાં પ્રભા

દિવાનખાનામાં દાખલ થઈ. પ્રભાને જોતાં જ બંનેએ બોલવા માટે ખોલેલાં મ્હોં બંધ કરી દીધાં.

રમણને આજે ખૂબ ચર્ચા કરવાની હોંશ હતી. કડવીમાસીના શબ્દોએ ઉપજાવેલાં અન્યાયને નભાવવાની સગવડતા—અજાણતાં પણ—આપવાનો પોતાનો દોષ હતો. એ સમજ્યા પછી એના પ્રાયશ્ચિતરૂપે ધીરજલાલના મનમાંથી કડવીમાસીની કડવી વાતોને મૂળમાંથી કાઢી નાખવા તેણે કમર કસી હતી.

"ચાલો આપણે બહાર જઈએ, ચર્ચા કરવાની મજા આવશે." રમણ ઉભો થતાં બોલ્યો.

કોણ જાણે કેમ ધીરજલાલ પણ બહાર જવા તૈયાર થયા. અને કપડાં પહેરી બંને મિત્રો બહાર જતા રહ્યા.

# ૧૫

રમણના સચોટ રદીઆ ધીરજલાલના હૃદયમાં રહેલી શંકાનો નાશ કરવા જેટલા સફળ નિવડયા નહિ. પરંતુ કડવીમાસીની વાતમાં વિશ્વાસ મૂકવા માટે એને પસ્તાવો તો જરૂર કરવો પડયો. છતાં ય ચંદુ સાથે પત્ર-વ્યવહાર કરવા જેટલા તેઓ ઉત્તેજીત થયા નહિ.

એ પ્રસંગ પર પાંચ વર્ષ પસાર થઇ ગયાં. ધીરજ-લાલ લગભગ દશમે વર્ષે દેશમાં જવા તૈયાર થયા છે.

માતૃભૂમિના દર્શનની ઉત્કંઠા, ચડેલી રજાનો સદુપયોગ અને પ્રવીણને યજ્ઞોપવિત ધારણ કરાવવાના શુભ પ્રસંગનો લ્હાવો કુટુંબીજનોની વચમાં લેવાની ઇચ્છાથી તેઓએ દેશમાં જવાનું નકકી કર્યું છે.

નિશ્ચત કરેલા દિવસે તેઓએ સહકુટુંબ પ્રયાણ કર્યું.

પ્રભાના હૃદયમાં શા વિચારો ઘોળાતા હશે એ તો એ જાણે. પરંતુ પ્રવીણ મામાને મળવાની હોંશમાં ઘેલો બની ગયો હતો. પિતા પાસેથી મામાની કોઈ પણ વાતમાં સ્પષ્ટ ઉત્તરો નહિ મળતા હોવાથી પ્રવીણ માતાને અનેક પ્રશ્નોથી મુંઝવ્યા કરતો હતો. પ્રભા શાંતિથી તેના દરેક પ્રશ્નના ઉત્તર આપીને આશ્વાસન આપ્યા કરતી હતી. એવા એક પ્રશ્નના ઉત્તરમાં પ્રભાએ કહ્યું કેઃ "મુંબઈથી વઢવાણ જતાં રસ્તામાં મામાનું ગામ આવશે." પ્રવીણે આ વાત બરાબર લક્ષમાં રાખી લીધી.

મુંબઈમાં ચાર–પાંચ દિવસ રોકાયા પછી જ્યારે તેઓ વઢવાણ જવા ઉપડયાં ત્યારે પ્રવીણે માતાએ કહેલી વાત યાદ કરી કહ્યું: "બા અહીંથી ઘેર જતાં રસ્તામાં મામાનું ગામ આવશે ખરૂં?"

પ્રભાએ ઉત્તર આપ્યોઃ "હા ભાઈ."

"ત્યારે આપણે મામાને ઘેર જઈએ તો?"

પ્રભાએ કશો જ ઉત્તર આપ્યો નહિ.

પ્રવીણે ફરી એ જ પ્રશ્ન કર્યો.

પ્રભા કંટાળી ગઈ હતી, તે થોડીવાર પુત્ર સામે રોષભરી નજરે જોઈ રહી. પરંતુ તેણે શાંતિથી ઉત્તર આપ્યોઃ "પ્રવીણ! મામાએ ઘર બદલ્યું છે. એમનું ઘર જોયા વગર આપણે ક્યાં જઈએ? ભૂલા પડી જઈએ તો?"

મુંબઈમાં આવ્યા પછી બીજે જ દિવસે પોતે બધાં ભૂલાં પડી ગયાં હતાં એ વાત પ્રવીણને યાદ આવી! તેને માતાનું કહેવું ખરૂં લાગ્યું. ન જોયેલા સ્થળે જવાનો કોઈ માર્ગ તે શોધી શકયો નહિ તેથી ચૂપ થઈ ગયો.

સવારે દસ વાગ્યે અમદાવાદને સ્ટેશને આવીને ગાડી ઉભી રહી. આજ સ્ટેશનમાં ધીરજલાલે વર્ષો સુધી નોકરી કરી હતી. પરંતુ દસ વર્ષમાં તેમાં એટલો બધો ફેરફાર થઇ ગયો હતો કે તેમને બધું જ નવું લાગ્યું. અહીંતહીં ફરતો નોકરવર્ગ પણ તેને નવો લાગ્યો. ગાડી લગભગ અર્ધો કલાક ઉભી રહેવાની હોવાથી તેઓ નીચે ઉતરીને કોઇ જુના સહાધ્યાયીને મળવા આમતેમ આંટા મારવા લાગ્યા. બધે ફર્યા વળ્યા, છતાં કોઈ જ જાણીતું મળ્યું નહિ. અચાનક તેની નજર મીઠાઈના સ્ટોલ પર પડી. "અમદાવાદના જુના અને જાણીતા ચંદુ હલવાઈની મીઠાઇઓનું પ્રદર્શન"નું પાટીયું વાંચી ધીરજલાલ ત્યાં જ ઉભા રહી ગયા. ત્રાંસી નજરે દુકાનને ચારે ખૂણે નજર ફેરવી લીધી. અને પછી ધીરે ધીરે નીચે મ્હોંયે આવી ડબામાં બેસી ગયા.

પ્રભા સ્ટેશનમાં આમથી તેમ ફરી રહેલા માનવ-સમુદાયને લક્ષપૂર્વક નીરખી રહી હતી. તેનું મ્હોં ફીકું પડી ગયું હતું! અને આંખોમાં પાણીનાં પાતળાં પડ ચમકતાં હતાં. પ્રવીણ આફ્રિકામાં જણાતા ગણ્યાગાંઠયા ગુજ-

રાતીઓને કુતુહલપૂર્વક મોટી સંખ્યામાં ઘૂમતા જોઈ રહ્યો હતો.

પતિને ગંભીર બની અવાક બેઠેલા જોઇ પ્રભાને કંઇક બોલવાનું મન થયું. તેના હોઠ ઉઘડ્યા તેટલામાં ઉંચે સાદે: "કાં ધીરૂ ? કેમ છે ?" બોલતાં બોલતાં લગભગ વૃધ્ધાવસ્થાને આંગણે પહોંચેલા એક ગૃહસ્થે બારીમાંથી ધીરજલાલની પીઠ પર એક ધપ્પો લગાવ્યો. પ્રભા કશું જ બોલ્યા વગર પણ સસ્મિત મ્હોં ફેરવી ગઈ. પ્રવીણ આ નવા આંગતુકને આશ્ચર્યથી જોઇ રહ્યો.

ધીરજલાલે ચોંકીને મ્હોં ફેરવી જોયું: "ઓહો; દાદા ! તમે હજી છો ?"

"કેમ તેં સદ્ગત થયાના સમાચાર સાંભળેલા કે ?" વૃધ્ધ માથેથી ટોપી ઉતારી સફેદવાળ ખંજવાળતા ખડખડાટ હસીને બોલ્યા:

"ના; ના; ના દાદા ! એમ કહેવાય ? કહું છું હજી અહીં જ છો કે ?"

"હાસ્તો, હવે તો અમદાવાદથી જ સીધેસીધા અવીનાશને ચરણે જવાનો વિચાર છે ! પણ તું અહીં ક્યાંથી ? આફ્રિકાથી ક્યારે આવ્યો ? કોઇ દિવસ કાગળ-પત્ર પણ ન લખાયો ?" દાદાએ બે-ત્રણ સામટા પ્રશ્નો પૂછી નાખ્યા.

ધીરજલાલે દાદાને એમના પ્રશ્નોના ટુંકા ઉત્તર આપી ક્ષમા યાચી લીધા પછી ઓફિસના અને ગામના કુશળ પૂછ્યા.

દાદાએ કહ્યું: "બધાં જ ખુશી આનંદમાં છે! ગામ આખાની ખબર તો હું રાખતો નથી પરંતુ જેટલાને ઓળખું છું એટલા તો આનંદમાં છે. તારા સાળા સિવાય !..........."

સાળાનું નામ સાંભળી ધીરજલાલ ઝાંખા પડી ગયા. દાદાને બોલતા બંધ કરવાનો પ્રયત્ન કરવો એ એમને વધુ બોલતા કરવા બરાબર હતું. એ વાત ધીરજલાલ જાણતા હોવાથી તેમણે વાત ફેરવવાને પ્રયત્ન કર્યો: "દાદા! તમે અત્યારે આમ સ્ટેશન પર? નોકરી પર નથી ગયા?"

"બે મહિનાની રજા લીધી છે. કેટલાંયે વરસથી સામટી રજા ભોગવી નથી એટલે આ વખતે બે મહિનાની રજા લઇને કુટુંબ અને મિત્રજાત્રા કરવાનો વિચાર કર્યો છે!"

"સારૂં કર્યું."

ભાઇની ખબર સાંભળવા ઉત્સુક બની બેઠેલી પ્રભા આમ સહજ રીતે વાત ફરી જવાથી નારાજ થઇ. તેણે ચિંતાગ્રસ્ત મુખ ફેરવી દાદા સામે જોયું.

પ્રભાને જોતાં જ સોમનાથદાદા હસીને હાથ જોડી બોલ્યા: "જયશ્રીકૃષ્ણ બ્હેન!" કેમ છો? બાબો ક્યાં?"

પ્રભાએ ધીરેથી જયશ્રીકૃષ્ણ કહી, માથું નમાવી દાદાનો વિવેક ઝીલી કહ્યું: "ઠીક છે. આ રહ્યો બાબો."

પ્રવીણ તરફ આંગળી ચીંધી પ્રભાએ પ્રવીણને કહ્યું: "બાબુ! દાદાને પ્રણામ કર."

પ્રવીણે હસ્તે મ્હોંયે બે હાથ જોડી દાદાને પ્રણામ કર્યા.

"સુખી રહો." દાદાએ આશિર્વાદ આપ્યા. ને પછી ધીરજલાલના ખભા પર હાથ મૂકી બોલ્યાઃ "ધીરૂ!"

"બોલો દાદા!" કહી હસીને ધીરજલાલે દાદાની વાત સાંભળવાની ઉત્સુકતા બતાવી.

"મારે તને જરા ઠપકો આપવો છે!"

ધીરજલાલ આ સાંભળીને ફરી ઝાંખા પડી ગયા. પ્રભા પણ ચમકીને દાદા સામે જોઇ રહી. ધીરજલાલે સંકોચ છૂપાવતાં સસ્મીત કહ્યું: "બોલોને દાદા! તમને કહેવાનો હક્ક છે!"

"એ દાવે તો કહેવાની હિમ્મત કરૂં છું કે "તેં નોકરી ભલે છોડી, અમદાવાદ પણ ભલે છોડયું, અમને કાગળે ય ભલે ન લખ્યો. પરંતુ પેલા ચંદુને તેં શા માટે તરછોડયો? તમારા બંને દંપતિમાં ઇશ્વર જેટલી શ્રધ્ધા રાખીને સેવા કરનાર માણસને તરછોડવામાં તેં ભૂલ કરી છે એટલું જ નહિ; પાપ કર્યું છે!" દાદા ધીરજલાલ સામે થોડી પળ જોઇ રહ્યા.

પ્રભા પણ અર્થપૂર્ણ દૃષ્ટીએ સ્વામી સામે જોઇ રહી. દસ વરસનો પ્રવીણ સમજ્યો હોય કે નહિ પરંતુ તે પણ પિતા સામે સાશ્ચર્ય જોઇ રહ્યો.

"જે થયું તે થયું. મેં એનું કશું નુકશાન તો નથી કર્યું ને?"

"નુકશાન?" દાદા પ્રશ્ન કરીને ધીરજલાલ તરફ જરા રોષભરી નજરે જોઈ બોલ્યાઃ "તું આવીને જૂએ તો તને સમજાય કે તેં તેનું શું નુકશાન કર્યું છે! કોઈના હૃદયમાં ઘા મારવો અથવા તો તેની આશાઓને છુંદી નાખવી એ નુકશાન નહિ તો બીજું શું છે? કોઈના હાથ પગ ભાંગી નાખીએ એવું જ નુકશાન તેની આશાઓને ભાંગી નાખવામાં છે!"

"દાદા કહ્યે જતા હતા. ધીરજલાલ સાંભળ્યે જતા હતા. દાદાએ થોડી પળ અટકી ફરી કહેવા માંડ્યું; "મારી પ્રકૃત્તિને તો તું સારી રીતે જાણે છે. હું કોઈની ખાનગી વાતોમાં માથું મારતો નથી. પણ જો ભાગ્યયોગે માથું મારવું પડે તો તેનો નીકાલ આવતાં સુધી માથું કાઢતો પણ નથી." કહી દાદા ખડખડાટ હસી પડ્યા.

"હું...." ધીરજલાલ નીચું જોઈને જ દાદાની વાતને સંમતિ આપતાં બોલ્યાઃ "જાણું છું દાદા, તમારો સ્વભાવ જ એવો છે."

દાદાએ કહ્યું: તારા ગયા પછી ચંદુલાલને હું કયારે ય ખાસ મળ્યો નથી. કયારેક રસ્તામાં મળી જાય. તારા

ખબરઅંતર પૂછું ત્યારે એ કહે: "હમણાં જ હીરજ-લાલનો પત્ર હતો. બધાં ખુશીમજામાં છે." બસ મારે વધારે વાતચીત કરવાની શી જરૂર? પરંતુ અચાનક એક દિવસ બધી વાતોની ચોકખવટ થઇ ગઇ!"

દાદા ધીરજલાલ કંઈ બોલે છે કે નહિ એ જાણવા થોડી પળ થોભ્યા. પરંતુ ધીરજલાલ ચુપચાપ નીચું જોઈને ચશ્મા સાફ કરી રહયા હતા. દાદાએ તેની ઝાઝી દરકાર કરી નહિ. તેમણે આગળ કહેવા માંડયું.

"બેએક વરસથી મારી નાનીબ્હેન શારદા ચંદુ-લાલના મકાનમાં રહેવા આવી છે, જમણી બાજુનો નીચેનો ભાગ એમણે ભાડે રાખ્યો છે. એથી મારે ક્યારેક ક્યારેક બ્હેનને મળવા જવું પડે છે. પરંતુ હું અને ચંદુલાલ ઘર આગળ તો બે વરસમાં એ એક જ દિવસે મળી ગયા. નહિ તો હું જાઉં ત્યારે એ ન હોય અને એ હોય ત્યારે હું ન જાઉં એવું જ બનતું." આટલું કહી દાદાએ ધીરજલાલ સામે જોયું.

હવે ધીરજલાલને થયું કે કંઇક ઉત્તર આપવો જોઇએ એટલે એમણે દાદા સામે જોઇ ધીરે સાદે કહ્યું: "એ તો એમ જ બને દાદા, પ્રવૃત્તિવાળા માણસોનો શો ભરોસો? અકસ્માત ભેગા થઇ જઇએ તો બને, નહિ તો એમ જ."

"હા." દાદાએ ફરી ચાલુ કર્યું: "એટલે બન્યું

એમ કે ગઈ ભાઈબીજને દિવસે બ્હેને મને હંમેશ મુજબ જમવાનું આમંત્રણ આપ્યું હતું. યોગાયોગ તે દિવસે રવિવાર હોવાથી સવારે આઠેક વાગે હું શારદાને ત્યાં શાક—ભાજી આપવા ગયો ત્યારે ચંદુલાલ ઉઘાડે શરીરે ખભા પર ભીનો ટુવાલ નાખી ઓસરીમાં થાંભલાને અઢેલીને ઉભા ઉભા તમારી બંનેની છબી જોઇ રહયા હતા. સહેજે મેં પૂછયું: "કેમ ચંદુભાઈ ઉભા છો ને?"

ચંદુલાલે ચમકીને પાછળ નજર કરી અને તત્ક્ષણ જ મ્હોં ફેરવી ટુવાલ વતી આંખો સાફ કરી લીધી. પછી મારા તરફ જોઇ તેઓ હસીને બોલ્યા: "પધારો, પધારો દાદા! આજે તો કંઈ અત્યારમાં આ તરફ?"

"હા." મેં કહ્યું: "આજે તો ભાઇબીજ છે ને? બ્હેનને ત્યાં જમવાનું છે. બ્હેનોએ મળીને આજના દિવસને પણ એક તહેવાર ઠરાવી દીધો છે ને? આજના દિવસનું શું મહત્ત્વ હશે તે તો આપણે જાણતા નથી. કંઈ યમરાજાની વાત છે, પરંતુ બાર મહિને એક દિવસ બ્હેનને ઘેર જમવાનું મળે એ શું ખોટું? આપવા લેવાની વાત તો આપણી ઇચ્છા ઉપર છે. પછી જમવાનું શા માટે જતું કરવું?"

નાનીબ્હેન આ બધું દરવાજામાં ઉભી રહીને સાંભળતી હતી એ જોઇ મારાથી ખડખડાટ હસી દેવાયું.

પરંતુ ચંદુલાલ હસ્યા નહિ. તેમણે ગંભીરપણે જ કહ્યું: "તમે ભાગ્યશાળી છો દાદા! ભાઈબીજનું મહત્વ તો અનુપમ છે. યમરાજા જેવા નિર્દય ગણાતા દેવતાએ પણ આજે બ્હેનના પ્રેમને વશ થઈ વરદાન આપ્યું કે, "ભાઈબીજને દિવસે તેઓ કોઈ પણ મૃતાત્માને નર્કમાં નાખશે નહિ. અને આજે બ્હેનના હાથનું ભોજન જમનાર ભાઈને મનોવાંચ્છિત સુખની પ્રાપ્તિ થશે." પુરૂષોના હાથે જ રચાયેલાં આપણાં પુરાણોમાં ભાઈબીજનું આ મહત્ત્વ સ્ત્રીસન્માન અને ભગીની—પ્રેમનું અમર સ્મરણ છે."

ચંદુલાલ તો બહુ જ શ્રદ્ધાપૂર્વક આ બધું બોલી ગયા, પરંતુ મને કંઈ એટલો રસ પડયો નહિ; મેં તો ઉલટું મારા સ્વભાવ પ્રમાણે મશ્કરીમાં જ પૂછ્યું: "એટલે જ આજે આ બ્હેનની છબીની પૂજા કરી રહ્યા હશો!"

મારી મશ્કરીથી પણ ચંદુલાલને જરાય હસવું આવ્યું નહિ. ઉલ્ટું તેઓ વધુ ગંભીર બન્યા. ગળગળે સાદે તેમણે ઉત્તર આપ્યો: "કેમ ન કરૂં દાદા? લોકો માત્ર સદ્ભાગ્યની આશા કરીને પણ અદ્રશ્ય દેવ—દેવીઓની પૂજા કરે છે. તો જે દેવીએ મને આ સુખ—સંપત્તિ અર્પણ કરીને અખંડ રાખવાની ઇશ્વરને પ્રાર્થના કરી છે એ પ્રયત્ક્ષ દેવીની પૂજા શા માટે ન કરૂં? અને

આજનો દિવસ ? આજનો દિવસ દાદા ! મારાથી નથી ભૂલાતો. દસ વરસ પહેલાં આ દિવસ મારા ઘરનો મહા મહોત્સવ બની રહેતો. બ્હેન મને આજે જમવાનું આમંત્રણ આપતી, મીઠાથી માંડીને મીઠાઈનો મસાલો અને ઘી–સાકર સુધીની દરેક ચીજ તે આજે પોતાના પૈસાથી મંગાવતી. એ કહેતી: "આજે ભાઈબીજ છે, ચંદુ ! આજે તારે મારે ઘેર જમવું જોઈએ. આજે તારે ત્યાંની કોઈ વસ્તુ ન ચાલે !" રસોયાને એ દિવસે બ્હેન રજા આપીને કહેતી: "આજે તમને છૂટી છે, આજે તમારે રસોઈ કરવાની નથી, મહારાજ ! મેં આજે ચંદુને જમવાનું કહ્યું છે, મારે જ હાથે રાંધી ને જમાડીશ. તમે પણ જમવા આવજો ને આશિર્વાદ આપજો કે મારો ભાઈ હંમેશાં આવી રીતે મારે ત્યાં જમવા આવે." અને તે દિવસે બ્હેન સગડી પેટાવવાથી લઈને તે ચટણી વાટવા સુધીનું બધું કામ હરખભરી, આનંદના ગીતો ગણગણતી કરી નાખતી. એની ભાભીને સુધ્ધાં તે દિવસે હાથ લગાડવા દેતી નહિ. અમે સાળો બનેવી જમવા બેસતા, બ્હેન પીરસતી, કેટલા પ્રેમથી ? કેટલા પક્ષપાતથી ? જાણે સાક્ષાત અન્નપૂર્ણાએ બનાવી હોય એવી સ્વાદિષ્ટ વાનીઓ તે દિવસે હું એટલી ખાતો કે આ દસ–વરસમાં કોઈ દિવસ તેના ત્રીજા ભાગનું પણ ખાધું નહિ હોય ! જમી રહ્યા પછી હું હસીને કહેતો આટલું મીઠું મીઠું જમાડીને આજે શું લેવાનો વિચાર

ક્યાં છે બ્હેન?"

એનું મ્હોં મલકતું, પણ એ ગંભીર બનીને ધીરે સાદે કહેતી: "તારી પાસેથી તો ઘણું યે લીધું છે ભાઈ, હવે તો એટલું જ માગું છું: ચંદુ! કે તું સર-અવસરે આવીને મારે ત્યાં ઉભો રહેજે. મને ભૂલીશ નહિ, ભાઇ."

ચંદુલાલે એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો, થોડી પળ અબોલ ઊભા રહ્યા. પછી તેમણે કહ્યું: "દાદા! આશા અમર છે. પણ સંભવ નથી કે એ બ્હેનને ત્યાં ભવિષ્યમાં ક્યારે ય જઈને ઉભો રહી શકું...." બોલતાં બોલતાં ચંદુલાલનો કંઠ ભરાઇ આવ્યો. આંખમાંથી આંસુ પડી ગયાં અને તેઓ પીઠ ફેરવી અંદર જતા રહ્યા'

પ્રભા અત્યાર સુધી દાદાની વાત ધ્રૂજતા હોઠે અને સજળ નયને ધ્યાનપૂર્વક સાંભળી રહી હતી. પરંતુ દાદાના મ્હોંયેથી સાંભળેલા ચંદુના છેલ્લા શબ્દો તેનાથી સહન થઇ શકયા નહિ. તે ઉતાવળે ઉભી થઇ ને ડબાની પાછલી બારીએ જઇ આંસુ લુછવા લાગી.

દાદાએ આગળ ચલાવ્યું: "એમની લાગણી જોઇ મારૂં હૃદય ભરાઇ આવ્યું. હું એમને ખરૂં કારણ જાણી અને આશ્વાસન આપવા જતો હતો પરંતુ શારદાએ ઇશારો કરી મને અંદર બોલાવ્યો. ઘરમાં જઈ બેઠા પછી બ્હેને મને તારા એકાએક આફ્રિકા ચાલ્યા જવાના ખરા કારણની વાત કહી. ઓફિસમાં તો સૌએ મને

એમ કહેલું કે એકાએક મોટા પગારની અને મોભાદાર જગ્યા મળી જવાથી જ તું જલ્દી જતો રહ્યો છે. એ સિવાય વધુ તો કશું સાંભળેલું જ નહિ. જો હું અહીં હોત અને મારે કાને જરા જેટલી વાત પણ આવી હોત તો હું તને જવા ન દેત.”

“વીધીના લેખને કોઇ ફેરવી શકતું નથી. દાદા ! જે કાળે જે બનવાનું હોય છે તે બન્યાં જ કરે છે. જે રૂણાનુંબંધે એકઠાં થયાં હતાં એ જ ઋણાનું-બંધ પુરો થતાં છૂટાં પડયાં ! કારણનો દોષ કોઇ પર ઓઢાડી દઇ પ્રારબ્ધની મહ-તા ઓછી કરી શકાય નહિ.” ધીરજલાલ જાણુતા તો હતા જ કે દાદાની શકિતને પ્રારબ્ધના હાથમાં સોંપવાથી ફાવી શકાશે નહિ. કારણ કે એવે વખતે દાદા કહેતા કે: “આત્મબળ એ જ પ્રારબ્ધ છે.”

અને બન્યું પણ એમ જ. ધીરજલાલના ઉ-તરથી જરા રોષીત થઇ દાદાએ કહ્યું : “કેવી વાત કરે છે ધીરૂ ? ઋણાનુંબંધ તને એકલાને જ નડે કે ? એ લોકો તને કેટલાં ચાહે છે તેની કલ્પના છે ? ચંદુની સ્ત્રી પણ બિચારી બહેનને યાદ કરીને રડી પડે છે. તે દિવસે મારી અને ચંદુ વચ્ચે થયેલી વાતચીત રજનીએ દિવાનખાનામાં ઉભાં રહીને સાંભળી હતી. બપોરના હું જ્યારે જમવા બેઠો હતો ત્યારે એ મુંબ-

ઈથી આવેલાં હાકુસનાં દસેક નંગ લઈને આપવા આવી. મને જોઈ તે પાછી બહાર જતી રહી. પરંતુ શારદાને બહાર બોલાવી તેની મારફતે મને વિનતિ કરી: "દાદાજી! તમારે ને ધીરજલાલને કેટલો સંબંધ છે એ નાનીબ્હેન પાસેથી હું જાણી શકી છું. આથી જ તમને વિશ્વાસ સહિત પ્રાર્થના કરવાની હિંમત કરૂં છું કૃપા કરીને પ્રવીણના યજ્ઞોપવિત વખતે એમને બ્હેનને ત્યાં જવાનો સુયોગ સાંપડે એટલો બંદોબસ્ત કરજો. નહિ તો એમને કેટલું દુ:ખ થશે એ ઈશ્વર સિવાય કોઈ જાણતું નહિ હોય."

પરંતુ દાદાની વાત પુરી થતાં ધીરજલાલને વાત ફેરવી લેવાનું સુંદર બ્હાનું સાંપડયું. તેમણે અચાનક કંઈ યાદ આવ્યું હોય તેમ ચમકીને કહ્યું: "ઓહો! દાદા! ઠીક યાદ આવ્યું! જો તમે યાદ ન કર્યું હોત તો કદાચ હું ભૂલી જાત! પ્રવીણને જનોઈ આપવા માટે જ હું ખાસ દેશમાં આવ્યો છું."

તેમણે ખીસ્સામાંથી કંકોત્રીઓનો એક મોટો થોકડો બહાર કાઢયો અને તેમાંથી થોડીક કંકોત્રીઓ દાદા સામે ધરી તેઓ બોલ્યા:

"લ્યો. આ અમદાવાદની કંકોત્રીઓ, હવે તમારે સ્વાધીન છે, વૈશાખ વદ દશમનાં મુહૂર્ત છે."

દાદા ધીરજલાલના હાથમાંથી કંકોત્રીઓની થોકડી લઇ કંઇ કહેવા જતા હતા એટલામાં ધીરજલાલે જ કહેવા માંડયું: "જુઓ દાદા! મારી કૌટુંબીક સ્થિતિ તમે જાણો છો, તમારા સિવાય મારે ત્યાં કામકાજ કરનારૂં કોઇ નથી, પ્રવીણના જનોઇમાં પૈસા સિવાયની બધી વ્યવસ્થા તમારે જ કરવાની છે એ કહેવાનું ન હોય. વળી તમે હમણાં જ બે મહીનાની રજા લીધી છે એટલે તમારૂં રજાનું બ્હાનું આપોઆપ જ નષ્ટ થાય છે. મારામાં તમને જો વિશ્વાસ હોય તો તમે એટલું વગર સોગંદે માની લેજો કે તમે જો અહીં ન મળ્યા હોત તો હું તમને તેડવા આવ્યા વગર રહેત નહિ."

થોડીવાર તેઓ જવાબ માટે દાદા સામે જોઇ રહ્યા, દાદા કંકોત્રીઓ ગણવાની ભાંજગડમાં પડયા હતા તેથી તેમણે કશો ઉત્તર આપ્યો નહિ.

ધીરજલાલે ફરી કહેવા માંડયું: "અમદાવાદના મારા કોઇ સ્નેહીઓને તમે ન ઓળખતા હો એવું નથી. એટલે દરેકને મારે નામે આ કંકોત્રીઓ આપે પહોંચાડવાની છે. જે વડીલ તરીકે આપનું જ કર્તવ્ય છે."

"એ વિષે તારે નિશ્ચિંત રહેવું. અને વઢવાણ ગયા પછી એકાદ વખત અહીં ચક્કર મારી જવું,

એટલે પત્યું. પણ આ મેં જે કહ્યું તે પર વિચાર કરજે."

પરંતુ દાદાનું કહેવું સાંભળવા માટે હવે ગાડી રોકાય તેમ ન્હોતું. ગાર્ડે સીટી મારી અને એન્જીને વ્હીસલ કરી, ડબાનાં બારણાં ટપોટપ બંધ થવા માંડયાં, "આવજો આવજો" ના અવાજોથી કોલાહલ વધ્યો, ચા વેચનારાઓ પૈસા અને કપ-રકાબી માટે દોડાદોડી કરવા લાગ્યા. આમ ચારે કોર ઉપસ્થિત થયેલી અશાંતિમાં દાદાએ પણ મૂળ વાતને પડતી મૂકી કહ્યું: "લ્યો ત્યારે તમારી ગાડી ઉપડે છે, હવે સંભાળીને જજો."

"હા. પણ દાદા! હવે તમે આવવાનું ભૂલતા નહિ મને તમારા સિવાય બીજા કોઇ તરફથી મદદની આશા નથી."

"કંઈ વાંધો નહિ. એ તો બધું ઇશ્વર કૃપાથી આનંદે અને નિર્વિઘ્ને પૂર્ણ થઈ જશે. પણ મારી વાતનો વિચાર કરીને મને પત્ર તો જરૂર લખજે." ગાડી ચાલુ થઈ હતી. દાદાની પુરેપુરી વાત કદાચ ધીરજલાલે સાંભળી પણ નહિ હોય.

બંને જણે હસ્તાભિનયથી જ વિદાય વખતના વિવેકની આપ લે કરી, પ્રવિણ પણ બારીની બહાર અર્ધું અંગ કાઢી દાદાને બે હાથ જોડી નમસ્તે કરી રહ્યો હતો. દાદાએ સસ્મિત તેના નમસ્તે ઝીલી અંદર જવાની ઇશારત કરી. ધીમે ધીમે ગાડી દુર જતી ગઇ અને

એક બીજાનાં શરીર દેખાતાં બંધ થયા. દાદા થોડી વાર ચાલી જતી ગાડીની દિશા તરફ જોતા ઉભા રહ્યા અને પછી કંકોત્રીઓની થોકડી ખિસ્સામાં ગોઠવતા સ્ટેશનની બહાર નીકળ્યા.

●

# ૧૬

સ્ટેશન પર સોમનાથ દાદાએ ધીરજલાલ સાથે ખૂબ જ નિર્ભયપણે જે સ્પષ્ટ વાતો કરી નાખી હતી; એ જાણ્યા પછી તેમનો થોડો પરિચય કરી લેવો જરૂરી લાગે છે.

સોમનાથ દાદાના કુળ-કુટુંબમાં ઉંડા ઉતરવાની આપણે ખાસ અગત્ય નથી: તેઓ મૂળ વઢવાણના વતની અને જ્ઞાતે બ્રાહ્મણ હતા. સોમનાથ દાદાની વય ત્રણ વરસની હતી ત્યારે એમના પિતા અમદાવાદ આવ્યા હતા. એમના પિતા ગુજરાતી શાળામાં શિક્ષક હતા. સોમનાથ દાદાએ મેટ્રીક પસાર કર્યા પછી રેલ્વેમાં નોકરી મેળવી હતી. દાદાની આખી જીંદગી

અમદાવાદમાં વીતી હોવા છતાં વઢવાણમાં એમને ઘણા માણસો ઓળખતાં. અમદાવાદ આવેલ કોઇ પણ વઢવાણવાસી દાદાની જાણમાં આવ્યા પછી તેમનું સ્વાગત સ્વિકાર્યા વગર પાછું જઇ શકતું નહિ. આથી વઢવાણમાં દાદાએ સારી પ્રસંશા અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યાં હતાં.

ધીરજલાલ પણ મુળ વઢવાણના જ વતની હતા. નાનપણમાં મા–બાપ ગુમાવ્યા પછી કાકાને આશ્રયે રહી અંગ્રેજી પાંચમા ધોરણ સુધીની કેળવણી લીધી હતી. કાકાની કાયમ રહેતી નાદુરસ્ત તબીયતથી તેમણે ધીરજલાલનાં લગ્ન ૧૮ વરસની વયે કરી નાખ્યાં હતાં. જ્યારે તેમણે પાંચમું અંગ્રેજી ધોરણ પસાર કર્યું હતું. લગ્ન કર્યા પછી કાકાએ નિરાંતનો શ્વાસ લઇને પ્રાણ છોડયા. ધીરજલાલ એકલા પડયા. મોસાળમાં પણ તેમને મદદ કરે એવું કોઈ ન્હોતું. આથી તેમના પિતાના એક ઓળખીતાએ સોમનાથ દાદા ઉપર ભલામણચીઠ્ઠી આપી ધીરજલાલને અમદાવાદ મોકલ્યા હતા.

દાદાએ ધીરજલાલની બધી હકીકત સાંભળી લીધા પછી અત્યંત મમતાથી તેમને સહાય કરવાનું વચન આપ્યું. લગભગ એક મહિના સુધી ધીરજલાલ દાદાની સાથે રહયા. ડઝનેક જેટલા અમલદારોને ત્યાં ધક્કા ખાઇને, અનેક જાતની ખુશામત કરીને દાદાએ તેમને રેલ્વેની નોકરીમાં રખાવ્યા હતા.

આ વખત દરમ્યાન દાદાએ ધીરજલાલને ખાવા-પીવાની અને રહેવા–સુવાની સગવડતા ઉપરાંત પૈસાની પણ સારી મદદ કરી હતી. દાદાનો આ ઉપકાર ધીરજ-લાલથી ભૂલી શકાય તેમ ન્હોતો.

નોકરીમાં રહયા પછી પણ દાદા ધીરજલાલ ઉપર બહુ લાગણી રાખતા. એક જ ઓફિસમાં હોવાથી દાદાની લાગણી ધીરજલાલને અનેક વખત ઉપયોગમાં આવતી. મોડા આવતા તો દાદા ચલાવી લેતા, ભૂલ થતી તો દાદા માફ કરતા, રજા જોઇતી હોય તો દાદા "જરૂરી છે"નો શેરો કરતા. માત્ર ધીરજલાલ તરફ જ નહિ. ઓફિસના લગભગ દરેક માણસ તરફ દાદાની એટલી જ લાગણી હતી. 'હેડ કલાર્ક' હોવા છતાં દાદા સૌની સાથે મશ્કરીનો સંબંધ રાખતા, રમુજી સ્વભાવ, વૃધ્ધ વય અને પાર્વતી પતિના પરમ ભકત હોવાથી સૌ તેમને સોમનાથદાદા કહેતા. અને દાદા પણ સૌના દાદા બનીને રહેતા, કૌટુંબીક મુંઝવણ વખતે સલાહ આપતા, આર્થીક મુંઝવણમાં પૈસાની મદદ કરતા, અને કોઇની માંદગીમાં જરૂર પડયે દાદા ઉજાગરો પણ કરી આવતા. આટલા સહ્રદયી દાદાઃ ભૂલ દરેકની માફ કરતા પણ ગુન્હો કોઇનો છૂપાવતા નહિ, નિડર અને સ્પષ્ટ વકતા હોવાથી કડવું સત્ય કહેતી વખતે અચકાતા નહિ. પ્રકૃતિ મુજબ તેમણે સ્ટેશન પર ધીરજલાલને કશી જ પ્રસ્તાવના વગર જે કહેવાયું તે કહી દીધું હતું.

ધીરજલાલે દાદાનો સ્વભાવ જાણતા હોવાથી વધુ પડતો પ્રતિકાર કર્યા વગર બધું સાંભળી પણ લીધું હતું.

ધીરજલાલની કંકોત્રીઓ દાદાએ જેની તેની પહોંચાડી આપવામાં વીલંબ કર્યો નહિ, એક દિવસ તેઓ ચંદુલાલને બંગલે પણ આવી પહોંચ્યા.

એ વખતે ચંદુલાલ પ્રાતઃકર્મથી પરવારી બગીચામાં એક વિરામાસન પર બેસી હાથમાં કોઈ પુસ્તક રાખી માધુને કંઈ સમજાવી રહ્યા હતા. માધુ બાજુમાં જ ઉભો ઉભો એ સાંભળી રહ્યો હતો. દૂરથી દાદાને જોતાં જ ચંદુલાલ ઉભા થઇ ગયા અને જરા આગળ ચાલી સ્વાગત કરતાં બોલ્યા: "પધારો, પધારો દાદા! તમે તો કંઈ હમણાં આ તરફ આવતા જ નથી. આજે પણ ન્હેને જમવાનું કહ્યું છે કે શું-!"

"આજે તો તમારે ત્યાં જમવા આવ્યો છું ભાઇ! એવા ખબર લાવ્યો છું કે તમારે જમાડયા વગર ચાલે જ નહિ."

"અરે દાદા, એવું હશે તો ઉપરથી દક્ષીણા પણ આપીશ. ચાલો, આપો ખુશ-ખબર." દાદા નજીકમાં આવતાં ચંદુલાલે હાથ લાંબો કરી કહ્યું:

"ઉતાવળા ન થાવ, મારા શેઠ! એ ખબર તે કંઈ એમને એમ થોડા જ આપી દઇશ? અતિથી સત્કાર

કર્યા પછી જ આવાગમનનું કારણ પૂછવું એ ગૃહસ્થનો ધર્મ છે." દાદા ખડખડાટ હસતાં બોલ્યા.

માધુને આ વાતોમાં કંઇ ખાસ રસ પડ્યો નહિ. તે હાથે બાંધેલા ઘડીયાળ તરફ જોઇ, 'ફાઉન્ટન પેન, હાફશર્ટ' ના ખિસ્સામાં મૂકી લેંઘાનાં પાયચાં ફફડાવતો જતો રહ્યો.

દાદાએ બંગલાનાં પગથીઆં ચડતાં ચડતાં શારદાને બારણામાં ઉભેલી જોઇ. આથી તેઓ આગળ ચાલતા ચંદુને ઉદ્દેશી બોલ્યા: "અરે યજમાન મહાશય ! જરા ઉભા રહેજો બ્હેનને મળી આવું નહિ. તો તમારા આનંદ અને બ્હેનના ક્રોધ વચ્ચે મારી દશા દયાજનક થઇ પડશે."

ચંદુએ શારદા સામે જોઇ દાદાને હસતા હસતાં જ કહ્યું: "ભલે, પહેલો હક્ક એમનો છે. જઇ આવો."

પરંતુ એટલામાં શારદાએ નજીક આવી દાદાને ધીમેથી કહ્યું : "મોટાભાઇ ! શેઠ પણ છોને આવતા, ઘરમાં છે !" કહી તે શરમાઇ ને નીચું જોઇ ગઇ.

"એમ ? હરીહર ત્રિવેદી ઘરમાં છે કે ? ચંદુભાઇ આવો અહીં જ બેસીએ. આ આપનું જ નીવાસસ્થાન ગણાય ને ?"

"આપની કૃપાથી એમ જ ગણાય છે." કહી, ચંદુલાલ હસતા હસતા દાદાની પાછળ ચાલ્યા. શારદા દોડીને અંદર જતી રહી.

અને તરત જ હરિહર ત્રિવેદી બહાર આવી એમનું સ્વાગત કરતાં બોલ્યા : "પધારો."

"હવે તો પધારો કહો તો પણ પધારીએ અને ન કહો તો પણ બારણામાંથી પાછો ફરૂં એવો હું કંઈ મુરખ નથી. વધુ નહિ તો પાણી પીધા વગર તો ન જ જાઉં !" દાદાએ બનેવીના સ્વાગતનો ઉત્તર આપતાં હસીને કહ્યું. ચંદુલાલે માત્ર માથું નમાવી સ્વાગતનો સ્વીકાર કર્યો.

બધા અંદર આવી યથાસ્થાને બેઠા પછી હરીહર શાંત સ્વરે દાદાને ઉદ્દેશી બોલ્યા : "આજે આપના દર્શનથી અતિ હર્ષ થયો દાદા."

"કેમ ન થાય ? તમારા જેવા સેવાભાવી પુરૂષો તો પરોણાને પરમેશ્વર સમાન માને છે."

"અતિથિ દેવો ભવ" હરિહરે દાદાની વાતનો સ્વિકાર કરતા હોય તેમ કહ્યુ :

"પરંતુ આપ જેવા સુજ્ઞ પુરૂષનું અકારણ આવાગમન થાય એમ હું માનતો નથી, એટલે મારા પર કૃપા કરવાનો આપનો ઉદ્દેશ વ્યક્ત કરશો એવી આશા વ્યક્ત કરૂં તો તે અવિનય નહિ ગણાય."

"આપની વિદ્વતાનો પરિચય કરવા !" દાદાએ એટલી જ ગંભીરાઈથી ઉત્તર આપ્યો. ને પછી હસી

પડયા. આ સાંભળી ચંદુલાલ પણ ખડખડાટ હસી પડયા.

દાદાએ હસ્તાં હસ્તાં જ કહ્યું: "તમારી માન્યતા યથાર્થ છે કવિરાજ, હું કંઇ તમારા જેવો કવિ નથી કે બગલમાં પુસ્તકોનું બંડલ મારી કલ્પનાને રમાડવા નીકળી પડું ! એક અગત્યના કાર્ય પરત્વે જ મારૂં આવાગમન થયું છે એ વાતનો હું સ્વિકાર કરૂં છું."

"અને એ અગત્યનું કાર્ય ?" ચંદુલાલ પણ કંઇ રમુજમાં આવી બોલ્યા.

"આપને આપવાની વધામણી !" દાદાએ ચંદુલાલને ત્વરીત ઉત્તર આપ્યો.

"મને વધામણી આપવા આવ્યા છો ત્યારે તો કવિરાજ કરતાં મારા પર જ આપની વધુ કૃપા ગણાય." પછી તેમણે પાછળની બારી તરફ જોઇ બૂમ મારી "અરે રાઘવ ?"

રાઘવ બગીચામાં ચંદુની ચાર વર્ષની પુત્રી પુષ્પા માટે ફુલ વીણી રહયો હતો, તે શેઠનો અવાજ સાંભળી દોડતો ત્યાં આવી પહોંચ્યો.

ચંદુલાલે કહ્યું: "રાઘવ ! જરા ઘરમાં જઇને કહે કે પાંચ–છ માણસ માટે ચા નાસ્તાનો બંદોબસ્ત કરે. જરા મીઠાઇ મૂકવાનું કહેજે." પછી દાદા તરફ જોઇ અનુસંધાનમાં કહ્યું: "દાદા વધામણી લાવ્યા છે તો એમને મીઠું મોહું પણ કરાવવું જોઇએ ને ?"

"જી." કહી રાઘવ શેઠની આજ્ઞાનું પાલન કરવા જતો રહ્યો.

દાદા બોલ્યા: "ચા–નાસ્તાથી ચલાવી લઈશ તો ખોટનો વેપાર થશે એમ લાગે છે. આ વધામણીના બદલામાં તો કંઇ ભોજનપ્રબંધ થવો જોઇએ !"

"વધામણી સાંભળ્યા પહેલાં એવો બંદોબસ્ત કરૂં તો મારો વેપાર ખોટમાં નહિ થાય તેની શી ખાત્રી ?" ચંદુએ પણ દાદાને એની રીતે જ ઉત્તર આપ્યો.

"ત્યારે કહી નાખું ?"

"નિર્વિવાદ, આપે એ સ્પષ્ટતા તો કરવી જ જોઇશે." હરિહરે આગ્રહ કર્યો.

"તમારા ભાણેજને જનોઈ આપે છે." દાદાએ ચંદુલાલ સામે જોઇ કહ્યું.

"મારા ભાણેજને ?" ચંદુલાલ આશ્ચર્યથી બોલી ઉઠયા.

"હા. ધીરજલાલના પ્રવીણને !"

એ સાંભળતાં જ ચંદુલાલના ચેહરા પર આકાશમાં જેમ વિજળી બે–ચાર ચમકારા સાથે કરી જાય તેમ આનંદની રેખાઓ આવીને અદૃશ્ય થઇ ગઈ. તે ગ્લાની-યુકત મુખે ખડખડાટ હસતાં બોલ્યા:

"બહુ જ આનંદના ખબર. દાદા ! હવે તો ખરે-ખર મારે તમને જમાડવા પડશે. એટલું જ નહિ ઉપરથી

સારી એવી દક્ષીણા પણ આપવી પડશે.”

“એ આશાએ તો આટલો વહેલો અહીં સુધી આવ્યો છું. પણ દક્ષિણામાં હું જે માગું તે આપવું પડશે. વહેપારી રીતે પતાવશો તો નહિ ચાલે.”

“આવા આનંદના સમાચાર સામે હું એવી દૃષ્ટિએ જોઉં એવો નથી દાદા.”

“એ ખબર છે એટલે જ તો મેં માગી લેવાની હિંમત કરી.”

“ભલે ખુશીથી. જે માગશો તે આપીશ.” એટલામાં રાઘવે આવી કહ્યું: “આપ ઉપર પધારો છો કે અહીં લાવું ?”

“વ્યવસ્થા થઇ પણ ગઈ?” દાદા આશ્ચર્યથી બોલી ઉઠયા.

“હા જી.” રાઘવે ઉત્તર આપ્યો.

“ચાલો દાદા ઉપર, હવે કંઈ બ્હેનને માઠું નહિ લાગે.”

“હા હા. એ જ ઠીક છે. ચાલો કવિરાજ.” કહી દાદા ઉભા થયા.

ત્રણે જણ ઉપર આવી દિવાનખાનામાં ટેબલની આસપાસ ગોઠવેલ ખુરશીઓ પર બેઠા. રાઘવ નાસ્તાની રકાબીઓ અને ચાના કપ ટેબલ પર મૂકી ગયો. ત્રણે જણ નાસ્તાને ઈન્સાફ આપતાં વાતો કરવા લાગ્યા.

ચંદુએ કહ્યું: “દાદા ! તમે વધામણી તો આપી, પણ અધુરી.”

“કેમ અધુરી ?”

“મુહુર્ત ક્યારનાં છે? ક્યાં પ્રસંગ ઉકેલવાનો છે? બ્હેન વગેરે ક્યારે આવવાનાં છે? અથવા ક્યારે આવ્યાં છે? એ બધું તો તમે કહ્યું નહિ.”

“એ બધું કહીશ ભાઈ, કંઈ મફતમાં ભોજન અને દક્ષિણાં થોડાં જ મળવાનાં હતાં?” કહી દાદાએ ખિસ્સામાંથી એક કવર કાઢી તેના હાથમાં મૂક્યું.

ચંદુલાલ ઉત્સુકતાથી કંકોત્રી કાઢીને વાંચવા લાગ્યા. વાંચી લીધા પછી ઘડી કરી ફરી કવરમાં મૂકતાં બોલ્યા: “ત્યારે એ લોકો દેશમાં પણ આવી ગયાં છે એમ ?” કહી તેમણે એક નિશ્વાસ મૂક્યો.

“કેમ ? તમને કંઈ એણે હજુ સુધી એ વાત લખીજ નથી કે?” દાદાએ આશ્ચર્ય પૂર્વક પ્રશ્ન કર્યો.

ચંદુલાલે એક દીર્ઘ નિશ્વાસ મુકી દયામણા મુખે એક પળ હરીહર સામે જોયું અને પછી દાદાને ઉદ્દેશી બોલ્યા: “દાદા! તે દિવસે મારાથી હૃદયવ્યથા રોકી શકાઈ ન્હોતી. એ મને યાદ છે, તમારાથી હવે શું અજાણ્યું છે? મને શી રીતે ખબર પડે?”

“મને બધી ખબર છે ચંદુલાલ?” દાદા અત્યંત લાગણી પુર્વક કહેવા લાગ્યા: “તમે મને હંમેશાં એમના

ખૂશખબર આપતા. પરંતુ એક દિવસ બધી જ ખરી વાતો મારે કાને આવી ગઇ. મને ધીરૂ પર ગુસ્સો આવ્યો. મારો અને ધીરજલાલનો સંબંધ તો તમે જાણો છો, ખરૂં કહું તો તમારા ઉપર ધીરજલાલનો જેટલો ઉપકાર છે એટલો જ એમના પર મારો ઉપકાર પણ છે. એમ કહું તો ખોટું નથી."

"જાણું છું દાદા."

"ધીરજલાલે આજ દિવસ સુધી મને પત્ર ન લખ્યો એનું મને દુઃખ નથી. તેણે જે અન્યાય આદર્યો છે તે માટે મને બહુ લાગી આવે છે!"

"એ બધાં ક્યારે આવ્યાં?"

"આઠેક દિવસ થયા. આવવાના ખબર પણ કંઇ તેણે મને આપ્યા ન્હોતા."

"ત્યારે?"

"અચાનક હું તેને સ્ટેશન પર ભેટી ગયો. ઇશ્વર જ જ્યાં સ્પષ્ટતા કરાવવા ઇચ્છતો હોય ત્યાં માણુસ કેટલા દિવસ છૂપાવી શકે?"

"સુંદર! સુંદર!" હરિહર તાળી પાડી બોલી ઉઠયા. "કેટલું સરસ દાદા! ખરી વાત છે."

'અભિમાનના અરણ્યમાં આદમી છો આથડે,
પણ કિરતારની કરૂણા વગર નવ પાન પણ નીચે પડે'

"કેટલું સરસ તમારૂં જ્ઞાન છે દાદા!"

હરિહર હાથ જોડી દાદાને નમસ્કાર કરતાં બોલ્યા

એમની વાત બંનેએ શાંતિથી સાંભળી પણ ઉત્તર આપ્યો નહિ, એટલામાં ઘડીઆળમાં દસના ટકોરા પડયા. હરિહર ચમકીને ઉભા થતાં બોલ્યા: "ઓહો! દસ વાગી ગયા? દાદા! મને માફ કરજો. મારે આજે ઘણું કામ છે. પ્રુફો વાંચવા છે. કંઇક લખી આપવું પણ પડશે. આજે તો હું તમારા આ એક જ વાક્ય ઉપર લેખ લખી નાખવાનો છું." દેશ, સમાજ અને કુટુંબમાં ચાલી રહેલા આંતરિક ઝગડાઓમાં પણ કંઈ ક ઈશ્વરી સંકેત હોવો જોઇએ." એ માન્યતાને ચર્ચીશ." કહેતાં કહેતાં તેઓ દાદાને ફરી નમસ્કાર કરી જતા રહ્યા.

હરિહર ત્રિવેદીના ગયા પછી ચંદુલાલ છૂટકારાનો એક દમ ખેંચી કંઇક સ્વસ્થ થતાં બોલ્યા: "પ્રવીણને તમે જોયો દાદા? મોટો થઇ ગયો હશે?"

"હાસ્તો, તેને દસેક વરસ થયાં હશે ખરૂં ને?"

"લગભગ એટલાં થયાં હશે."

"છોકરો તંદુરસ્ત ને સુંદર છે."

"બ્હેન કેમ છે?"

"બ્હેનના મ્હોં પર કંઈ એટલું તેજ ન લાગ્યું."

"બિચારી, શું કરે દાદા! પરવશ પડી. સમજુને સંતાપ ઘણો, ને અણસમજુને ઉંઘ ઘણી."

"પણ મેં ધીરજલાલને ખૂબ ખંખેર્યો છે. ઠેઠ સુધી મને યાદ કર્યો હશે." દાદાએ અભિમાનપૂર્વક કહ્યું.

"શા માટે દાદા, એમને સતાવવા જ નહિ. ઈશ્વર પર શ્રદ્ધા રાખીને જ હું તો સત્યના જયની રાહ જોઇ રહ્યો છું" ચંદુલાલે ફરી નિશ્વાસ મૂક્યો.

"હવે એની મુદત પાકી ગઇ છે. આ શુભ પ્રસંગ વખતે જ એની ચોખવટ થઇ જશે."

"હું નથી ધારતો કે તેઓ મને બોલાવે. માત્ર દસ જ દિવસ બાકી છે. પરંતુ તેઓએ મને ખબર સુધ્ધાં આપ્યા નથી. તમારી સાથે મને કંકોત્રી પણ ન મોકલી શક્યા."

"એ ન લખે તો પણ તમારે તો આવવાનું જ છે." હું તમને આમંત્રણ આપું છું, અમદાવાદમાં બધાને મારે જ આમંત્રણ આપવાનાં છે. આ કંકોત્રી એમના નામથી હું તમને આપું છું."

"એમ કેમ અવાય દાદા? એમના હાથઅક્ષર વગર હું ત્યાં ન આવી શકું! એવું પાપ હું કદી ન કરૂં?"

"અરે ભાઇ, એમાં પાપ શાનું ?"

"એ પાપ જ થશે દાદા, તમે નથી જાણતા. ધીરજલાલના જે શબ્દો એમના જ હાથે લખાયેલા મારી પાસે પડયા છે; એ હું અંત સમય સુધી નહિ ભૂલું. આ જન્મે નહિ તો આવતે જન્મે પણ બ્હેનનું રૂણ હું જરૂર ફેડીશ."

"પરંતુ તમારે તો મારી સાથે આવવું છે. મને

એ ના કહી શકે તેમ નથી. અને તમારા વગર હું ત્યાં ઉભો રહું એમ પણ નથી.”

“એ વાત જવા દયો દાદા, માત્ર તમે જતી વખ્તે મને મળીને જજો. હું ફુલ નહિ ને ફુલપાંખડી પણ પ્રવીણના મામા તરીકે મોકલાવીશ. જો એ સ્વિકારશે તો ઠીક છે. નહિ તો થોડું વધુ દુ:ખ !”

“પરંતુ મેં તમને સાથે લઇ જવાની એક યોજના ઘડી રાખી છે, સાપ મરે નહિ ને લાઠી ભાંગે નહિ એવી.”

“એમ કેમ બને !”

દાદાએ પોતાની ખાનગી યોજના કોઇ જાણી ન જાય એ કાળજીથી ચારે તરફ જોયું તો અંદરના ઓરડામાં રજનીની સાડીનો પાલવ દેખાતો હતો, તેથી તેઓએ ઉભા થઇ ચંદુલાલના કાનમાં કંઇ વાત કરી, ને પછી આનંદીત બની બોલ્યા: “બોલો પછી કંઇ વાંધો છે?”

“નહિ દાદા, મારાથી એવું સાહસ નહિ થઇ શકે ! એ તો છોકરાઓની રમત જેવું થઇ જાય !”

“અરે ભાઇ, આ દુનિયાનો વ્યવહારજ એ રમતો ઉપર રચાયો છે. તમે મીઠાઇનાં રંગ બેરંગી પડીકાંઓ ઉપર સુંદર ચિત્રો ચોડીને વેચો છો એ શું છે? લોકોને કોઇ પણ રીતે સમજાવી લેવાનો જ રસ્તો. જુદા જુદા માણસને સમજાવવા માટે જુદા જુદા માર્ગો ગ્રહણ કરવા એનું નામ વ્યવહારકુશળતા છે. એમાં દગો શાનો ને દંભ શાનો ?....”

દાદા પોતાની વાત પુરી કરે ત્યાર પહેલાં રાઘવે આવી કહ્યું કે: "મહારાજ પૂછાવે છે કે જમવા પધારો છો ?"

"હા, હા, ચાલો દાદા, આજે સાથે જ જમીએ એટલે તમારૂં પણ મે'ણું ટળે."

"ના, ના." કહેતાં કહેતાં પણ અંતે ચંદુલાલના આગ્રહને વશ થઈ દાદા જમવા ઉઠયા. ને બંને જણ ભોજનગૃહ તરફ ચાલ્યા.

રસોડામાં શી વાતો થઈ એ તેઓ જાણે. પરંતુ જમીને દિવાનખાનામાં આવતાં દાદાએ કહ્યું: "હવે તો તમને કશો વાંધો નથી ને ? અરે, એવી રીતે વેશ ભજવું કે એઘડી ધીરૂ પણ કાન પકડી જાય !"

"પણ...."

"હજી પણ ? અરે ભાઈ ! મેં મન સાથે ગાંઠ વાળી છે એટલે જ મારે કરી બતાવવું છે. મેં તેને વિચાર કરીને જવાબ આપવા કહ્યું છે. તેનો એક કાગળ પણ આવી ગયો. એ જલ્દી આવવાનો આગ્રહ કરે છે."

"તો તમે જ જઈ આવોને દાદા."

"એમ બને કે ? મિત્રમંડળ સહિત જઈ અને એના મંડપની શોભામાં વૃધ્ધી કરવી એ તો આપણી સૌની ફરજ છે !" કહી દાદા ખડખડાટ હસ્યા.

જરા ગંભીર થઈ ચંદુલાલ બોલ્યા: "દાદા ? ત્યારે તમારા આગ્રહ અને વિશ્વાસ પર એક અખતરો કરી

જોઉં ! એટલું જ માગું છું કે એનું પરિણામ બ્હેનને ન ભોગવવું પડે.”

“બેફિકર રહેજો. મને ખાત્રી છે, કે ધીરૂ મારૂં અપમાન કે અવિશ્વાસ કરે એટલો મૂર્ખ નથી. મારા એક વચન પર એ પોતાની ઇજ્જતને પણ ખોટા રૂપિયાની જેમ મારા હાથમાં મૂકી દે એટલો તેને મારામાં વિશ્વાસ છે.” દાદાએ અભિમાનપૂર્વક ધીરજ-લાલ માટે ખાત્રી આપી.

“ત્યારે હું પણ શા માટે વિશ્વાસ ન રાખું ?” કહી ચંદુલાલ હસ્યા.

“બ........સ, એવો જ વિશ્વાસ રાખીને ચાર દિવસ પછી તમારે તૈયાર થઇ જવાનું છે.”

“ભલે.”

“વારૂ ત્યારે હવે હું જઇશ.” કહી દાદા ઉભા થયા ને; “સત્યનો માર્ગ છે શુરાનો નહિ કાયરનું કામ જોને !” એવું ભજન લલકારતા નીચે ઉતર્યા.



૧૭

ગાડી ઉપડ્યા પછી ધીરજલાલ ગંભીર બનીને ક્યાંય સુધી બેસી રહ્યા. પ્રભા પતિની ગંભીરતાનું કારણ સમજી ગઈ હતી, દાદાએ કહેલી બધી વાતો તે સાંભળી શકી ન હોવાથી પતિને પૂછવાની ઇચ્છા હોવા છતાંય તેણે પૂછવાની હિંમત કરી નહિ. કિંતુ પતિનું મન ફેરવવા તે કંઈ કહેવું ઉચિત ધારીને બોલી: "દાદા નામ ઠામ વગર કોને કંકોત્રીઓ આપશે ? ઓફિસમાં તો એ બધાને આપે, પણ બહારના બીજા ઓળખીતાઓનાં નામ તો તમે કહેશો ત્યારે જ થશેને ?"

"ઘેર જઈને લખી નાખીશું." ધીરજલાલ સામું જોયા વગર ઉત્તર આપી બારીની બહાર જોવા લાગ્યા.

ધીરજલાલથી યે વધુ પ્રભા ઉપર દાદાની વાતોએ અસર કરી હતી. પરંતુ સ્વામીના મનમાં એ વાતો વધારે ઘુંટાય એમ તે ઇચ્છતી ન્હોતી તેથી પુનઃ બોલીઃ “દાદા સાથે અમદાવાદથી થોડી સાડીઓ પણ મંગાવી લઇએ તો કેમ? કોઇને આપવાના કામમાં લાગશે.”

“મંગાવી લઈશ.” ફરી વખત ધીરજલાલે સામું જોયા વગર જ ઉત્તર આપ્યો. આથી પ્રભાને પણ થોડું દુઃખ થયું તેણે સ્વામીને વધુ કહેવાનું ઉચિત ધાર્યું નહિ. તે પણ ચુપચાપ બીજી તરફ મ્હોં ફેરવી બેસી રહી.

પ્રવીણ એક છેડે બેસી કોઇ પુસ્તક વાંચી રહ્યો હતો. ડબ્બામાં કોલાહલ હતો. ગાડીના એકધારા વેગથી થતો તાલબદ્ધ અવાજ પણ અશાંતિમાં વધારો કરતો હતો, છતાં ય પ્રવીણને જાણે બધું શાંત લાગ્યું હોય તેમ તેણે ચોપડીમાંથી માથું ઉંચું કર્યું. માતાપિતાની ગંભીરતાનું કારણ તે જાણી શકયો નહિ. પરંતુ એમના મુખભાવો પરથી તેણે કલ્પના કરી, કે બંને જણ કોઇ મુઝવણમાં પડી ગયાં છે. તે ચોપડી બંધ કરી ઊભો થઇ પિતા પાસે આવી બોલ્યોઃ

“અમદાવાદને સ્ટેશને આવ્યા હતા એ દાદા કોણ હતા? બાપુજી!”

ધીરજલાલે કશો ઉત્તર ન આપ્યો, આથી પ્રવીણ ખસીયાણો પડી જઇ માતા પાસે આવી બોલ્યોઃ “બા! એ દાદા કોણ હતા?”

"દાદા તારા બાપુજીના એક મિત્ર છે, દાદા અને તારા બાપુજી એક જ ઓફિસમાં પહેલાં કામ કરતા હતા."

"દાદા મામાની શી વાત કરતા હતા?"

ધીરજલાલ બારીની બહાર માથું કાઢી બેઠા હતા પણ તેમના કાન આ મા–દિકરાના વાર્તાલાપ તરફ હતા. એટલે તેઓ આ પ્રશ્ન સાંભળી તરત જ મ્હોં ફેરવી જરા ક્રોધીત સ્વરે બોલ્યા: "બાબુ?"

"જી!" કહી પ્રવીણે પિતા તરફ જોયું.

"બધી વાતોમાં માથું મારવાની આદત પડી છે કે?"

પ્રવીણનું મુખ ઉતરી ગયું તે પોતાની બેઠક પર આવી પુસ્તક ઉઘાડી વાંચવા લાગ્યો.

ધીરજલાલની પ્રકૃતિમાં પલ્ટો થયેલો જોયા પછી ન તો પ્રવીણે ફરી કોઈ પ્રશ્ન પૂછ્યો કે ન પ્રભા કંઈ બોલી.

ગાડી વીરમગામ આવી પહોંચી. અહીં ધીરજ-લાલને ગાડી બદલવાની હતી. નીચે ઉતરી, મજુરને બોલાવી, બધો સામાન તેમણે ફેરવી લીધો અને ત્રણ ત્રણ બેઠકનાં બે બાંક રોકી લઈ. ધીરજલાલ સ્ટેશનમાં ફરવા નીકળી પડયા. પ્રવીણ પણ ચાપણી ખીવા પીતાની સાથે નીચે ઉતર્યો.

પ્રભાએ અસ્વસ્થ તબિયતનું બહાનું કરી નાસ્તો લેવાની ના કહી દીધી. તેણે માત્ર ચા પીધી. અને

પછી એકલી બેસી દાદાને મ્હોંયે સાંભળેલી ચંદુની વાતોને ઘુંટતી, ભાઈને થયેલા દુઃખની કલ્પનાએ ચડી.

પિતા–પુત્ર ચા-નાસ્તો લઈ છેક ગાડી ઉપડવાના સમયે આવી પહોંચ્યા, જોયું તો એમણે સાંચવી રાખેલા બે બાંકડાઓમાંના એક પર એક બુઢો ખેડુત અને એક યુવાન સ્ત્રી બેસી ગયાં હતાં.

ધીરજલાલ એમને જોઇ રોષિત થઇ કંઇ બોલવા જતા હતા પરંતુ પ્રભા એ વાત સમજી જઇ બોલી: "બેસવા દયો. મેંજ એમને બેસવાનું કહ્યું છે."

ધીરજલાલ કંઇ જ બોલ્યા વગર અંદર આવી બેસી ગયા.

ગાડી ચાલુ થઈ અને એક ખાદીધારી યુવાન દોડતો આવી ધીરજલાલ બેઠા હતા તે જ દરવાજો પકડી ઉપર ચડ્યો, દરવાજો ઉઘાડી તે અંદર આવી શ્વાસ ખાવા લાગ્યો, પાતળું શરીર, ઉંચો દેહ અને કાળા ચશ્માવાળા આ યુવાન તરફ ધીરજલાલ ખીજાયા પણ યુવાન પોતાની ખાદીની થેલી ઉપર મૂકી ખીસામાંથી રૂમાલ કાઢી શાંતિથી ચશ્મા સાફ કરવા લાગ્યો,

સામી બાજુએ ડોસા સાથે બેઠેલ યુવાન સ્ત્રી આ ખાદીધારી યુવક સામે ધારી ધારીને જોઇ રહી હતી તેણે યુવાન તરફ ઇશારો કરતાં વૃધ્ધના કાનમાં ધીમેથી કહ્યું: "બાપા ! રતુભાઇ."

"કોણ રતુભાઇ ?"

"આપણા ગામના ભોળા માસ્તરનો દીકરો."

"એ....મ?" કહી વૃદ્ધે જરા બારીકાઇથી યુવક સામે જોયું અને પછી અર્ધખાત્રી થઇ હોય તેમ હસીને બોલ્યા: "કોણ રતુ ?"

પોતાનું નામ સાંભળતાં યુવક વૃદ્ધ સામે જોઇ આનંદથી બોલ્યો: "કોણ રામજી બાપા !"

"ઓળખી ગયો ?"

"તમને ન ઓળખું ? તમારા હાથમાં તો હું મોટો થયો છું."

"બેસ, બેસ." વૃદ્ધ પોતાની અને પેલી સ્ત્રીની વચ્ચે જગ્યા કરી આપતાં બોલ્યા.

"અહીં જ ઠીક છે." રતુ સ્ત્રી સાથે બેસતાં શરમાતો હોય તેમ બોલ્યો.

"હવે બેસને મારા ભાઈ."

"બેસોને રતુભાઇ !" પેલી સ્ત્રીએ આગ્રહ કર્યો.

રતુ સંકોચાઇને બંનેની વચમાં બેઠો.

"રતુભાઇ તો બહુ સુધરી ગયા. નહિ બાપા ?"

"રતુભાઇનું મ્હોં મલક્યું. તેણે માથેથી ટોપી ઉતારી બંડીના ખિસ્સામાંથી દાંતીઓ કાઢી સુધારાને છેલ્લે પગથીએ ઉભો હોય તેમ અભિમાનથી ઊભા વાળ હોળવા માંડ્યા.

# અમારાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| અમીના | શયદા કૃત સચિત્ર નોવેલ | રૂ. | ૩–૮–૦ |
| વીરહાક | ,, ,, ,, ,, | ,, | ૩–૮–૦ |
| નવો સંસાર | ,, ,, ,, ,, | ,, | ૩–૮–૦ |
| પુનિત ગંગા | ,, ,, ,, ,, | ,, | ૩–૮–૦ |
| શમશીરે અરબ | ,, ,, ,, | ,, | ૪–૮–૦ |
| લયલા | ,, ,, ,, | ,, | ૨–૦–૦ |
| કાળ ખંજરી | ,, ,, ,, | ,, | ૩–૦–૦ |
| અમી-ઝરણાં | ,, ,, નવલીકા | ,, | ૧–૦–૦ |
| પાંખડીઓ | ,, ,, ,, | ,, | ૨–૦–૦ |
| જયભારતી | ,, ,, કાવ્ય | ,, | ૧–૪–૦ |
| પચ્ચીસી (સ્વ. આજીઝકૃત) | નોવેલ | ,, | ૩–૮–૦ |
| નુરે-સુખન સંપાદક | ,, (ઉર્દુ કાવ્ય સંગ્રહ) | ,, | ૨–૦–૦ |
| બહાદુરશા-ઝફર સાદીક કૃત | સચીત્ર નોવેલ | ,, | ૨–૮–૦ |
| દરબારે-અકબરી | ,, ,, ,, | ,, | ૩–૮–૦ |
| સુલતાને રઝીયા | ,, ,, ,, | , | ૩–૮–૦ |
| ભમતા પંખી સન્તકુમાર વીણુ | ,, | ,, | ૩–૮–૦ |
| એમ તો એમ | ,, ,, ,, | ,, | ૨–૮–૦ |
| અથડાતા હૈયા અયુબખાન ખલીલ | ,, | ,, | ૩–૮–૦ |
| સ્નેહ ત્રીપુટી ભદ્રકુમાર યાગ્નીક | ,, | ,, | ૨–૮–૦ |
| ભયંકર હત્યાકાંડ | ડીટેકટીવ નોવેલ | રૂ. | ૦–૬–૦ |
| ફણીધરનો ફુંફાડો | ,, ,, | ,, | ૦–૬–૦ |
| પ્રભાનો-ભાઇ અમૃતલાલ એ. જોષી | નોવેલ | ,, | ૩–૦–૦ |

આ ઉપરાંત બજારમાં મળતાં દરેક પુસ્તકોનો

ઓર્ડર સ્વીકારવામાં આવશે.

**'બે ઘડી મોજ' કાર્યાલય,**

૧૨–૧૪ બેક હાઉસ લેન, કોટ, મુંબઇ.

"કોઇ સુધર્યું નથી દીકરી, આ તો ખાલી ઢોંગ છે. લુગડાં ને આ ટાપટીપ ઉપરથી જ સુધારાનો ક્યાસ કાઢીએ તો સોમાંથી પોણોસો સુધરેલા નીકળે. પણ જો એમ હોય તો દેશનું ભાગ્ય કાં ન સુધર્યું ? કેમ રતુ ખોટું કહું છું ?" વૃદ્ધે રતુભાઇની જ સાક્ષી માગી.

"ના બાપા. ખરી વાત છે, બધા નહિ તો પોણા ભાગના માણસો તો સુધરવાનો દંભ જ કરે છે." બોલતાં બોલતાં રતુભાઇના મુખ પર અણગમાની રેખાઓ ચિતરાઇ ને ભુંસાઈ ગઈ. તેણે વાત ફેરવતાં કહ્યું: "તમે કંઇ આ તરફ બાપા ? આમ ક્યાં ગયા હતા ?"

"હું ગયો હતો આ છોકરીને તેડવા. કાનજીકાકાની મોટી દીકરી જડીને." વૃદ્ધ પેલી યુવાન સ્ત્રી તરફ આંગળી ચીંધી ઓળખાણ આપતાં કહેવા લાગ્યા: "એનો ધણી અમદાવાદ મીલમાં નોકર છે. છોકરીને આજ એક વરસ થયાં હેરાન કરતો હતો. બિચારી દિકરીની જાત, રોઇને બેસી રહે. બીજું શું કરે ? તારા જેવા એક–બે ઓળખીતાઓએ આવા સમાચારો આપ્યા. પણ કાનજીનું રૂંવાડુ ય ફરકે નહિ, એ તો કહે જેવાં જેનાં નશીબ ! પણ મારાથી દીકરીને દુઃખી કેમ જોવાય ? પરમદા'ડે ઘેરથી નીકળ્યો તો તે આજે પાછો જાઉં છું. છોકરીને તેડી આવ્યો. હવે ઇ ભલે કોઇ સતી અનસુયા જેવી બૈરી પરણી લાવે."

જડીના મ્હોં પર શાહી ઢળી ગઇ હોય તેમ શ્યામ પડી ગયું હતું. તે નીચું જોઇ પગની આંગળીઓના કરડા ફેરવી રહી હતી.

"પણ એમ દુઃખ દેવાનું કારણ શું ?"

"કારણ ? પોતાની સ્ત્રીને દુઃખ દેવાનાં કારણો શોધવાં કયાં અઘરાં છે ? સૌથી સહેલું ને પુરાવો રજુ કરવો ન પડે એવું કારણ, "તું સારી ચાલની નથી." જાણે પોતે કેમ રામચંદ્રજીનો અવતાર હોય ?" વૃદ્ધ જરા ક્રોધીત થઇને બોલ્યા.

"પણ એમ કહ્યે કંઇ પતી ગયું ? સાબીતી તો જોઇએ ને ?"

"સાબીતી શાની ? આવી વાતોની સાબીતી; લોક વાયકા ! કોઇ સ્ત્રી–પુરૂષ વચ્ચે સારો મેળ જોયો કે તરત જ બીજાની આંખમાં અદેખાઇનાં ઝેર ઉભરે. ને પછી સાચી ખોટી વાતો કરે વહેતી. તેમાં ય આવી વાતોનો ઘા તો ખાલી જતો જ નથી. મૂળ પુરૂષોનાં હૃદય જ અદેખાં એટલે ધુંધવાતાં હોય, ને તેમાં કોઈ આવી દીવાસળી ચાંપે એટલે પછી બાકી જ શું રહે ? પછી તો આવી ગાય જેવી દીકરીયું એમાં સળગ્યા કરે." વૃદ્ધે ફરી વખત જડી તરફ આંગળી ચીંધી, જડીની પાંપણો પર બાઝેલા મોતીઓ પડું પડું થઇ રહ્યા હતા.

જડીની આંખમાં પાણી જોઇ રતુભાઇનું હૃદય દ્રવી ઉઠ્યું. રોષીત સ્વરે તે બોલ્યો : "આપણા સામા-

જીક બંધનોની જ આ મ્હોકાણ છે. નહિ તો આવા માણસોને તો છૂટાછેડા લઇને રઝળાવી મૂકવા જોઇએ."

"એ બંધન-ફંધન તમારા જેવા ઉચ્ચ વરણને નડે. કે જેનાથી બીજું ઘર થઇ શકે નહિ. અમારે તો લગનની ગાંઠ એક તૂટી તો બીજી બાંધી! બ્રાહ્મણ વાણીઆની જેમ આખી જીંદગી સળગ્યા કોણ કરે?"

"Good! એ આપણને ગમ્યું." સુધરેલા રતિભાઇએ દાદાની વાતને વધાવી.

ધીરજલાલ અને પ્રભા ચુપચાપ આ વાર્તાલાપ સાંભળી રહ્યાં હતાં. બંનેના મન પર એ વાતો જુદી જુદી અસર કરી રહી હતી છતાં ય બંનેના મુખપર સ્પષ્ટ અણગમો દેખાતો હતો. ધીરજલાલ રોષભરી નજરે વૃદ્ધ સામે જોઇ રહ્યા હતા. પ્રભા સહાનુભૂતિભરી નજરે જડી સામે જોઇ રહી હતી. પ્રવીણ ઝોલાં ખાતો હતો.

ધીમે ધીમે રતુભાઇ અને રામજી બાપા ગામની અને કુટુંબની નવીજુની વાતોમાં ઉતરી પડયા.

ધીરજલાલ એમના વિષયપલટાથી જરા સ્વસ્થ થઇ વીરમગામથી લીધેલું અઠવાડિક વાંચવા લાગ્યા.

## ૧૮

લગભગ વીશ વરસ પછી ધીરજલાલે કુટુંબ સાથે જન્મભૂમિમાં પગ મૂકયો હતો. માતાની ગોદ જેવી બાલવયની ક્રિડાભૂમિને જોઈ આનંદથી તેમનું હૃદય નાચી ઉઠતું હતું. પરંતુ પોતાના વંશપરંપરાગત વિશ્રાન્તીસ્થાન–ઘરમાં આવ્યા પછી માતા–પિતા ને કાકાની યાદથી એ જ હૃદય ભરાઈ આવતું. આ જ ઘરને આંગણે તેઓ માતાની ગોદમાં ખેલ્યા હતા, આ જ આંગણામાં ચાંદની રાતે એક જ ખાટલામાં પિતાની સાથે પોઢીને, પરીઓની વાતો સાંભળી હતી, આ જ ઘરને આંગણે કાકાના આશિર્વાદો લઈને તેઓ ઘોડે ચડયા હતા. એક દિવસ આ આંગણામાં કુટુંબીઓનો કલરવ કાનને અપ્રિય થઈ પડતો, આજે એ કલરવ ફરી

સાંભળવા તલસતા કાનોમાં તમરાના કર્કશ અવાજ આવ્યા કરતા હતા.

એમ તો આ સુખી માણસને મળવા ગામમાંથી અનેક માણસો આવતાં, બાળપણના સ્નેહીઓ શિશુ વયના સ્મરણો તાજાં કરી જતાં, વૃદ્ધો એમના ગરીબ પણ સુખી કુટુંબના અનુભવ પ્રસંગો કહી જતા અને અંતમાં એ ઘસાઇ ગયેલા કુટુંબના આ એકાકી માણસ તરફ દિલસોજી દર્શાવતાં કહેતાઃ "આજે જો ધીરૂનાં માત–પિતા હોય તો એમને કેટલો આનંદ થાય? એકના એક દિકરાના સુખી સંસારને જોવા એ કેટલાં તલસતાં?"

બીજા કોઇ સહૃદયી વૃદ્ધ તેમાં ટાપસી પૂરી ઉમેરતાઃ "અરે ભાઇ! જો આજે એ જીવતાં હોય તો ધીરૂને ચિંતા જ શાની હોય? સગાં–સ્નેહીઓ કીડીઓની જેમ ઉભરાતાં હોય, ગરીબ હતા પણ ધીરૂના કાકાના લગનમાં જોયું હતું? મહિના અગાઉથી ઘરમાં માણસ સમાતાં ન્હોતાં અને આજે આ એકલો જીવ બધી ઉપાધી વેઠી રહ્યો છે! બધી 'સમયની બલીહારી છે. 'મા ત્યાં મોસાળ ને બાપ ત્યાં પિતરીયાં'એ કહેવત કંઇ ખોટી નથી."

વળી કોઇ આ અસહાય દશાના ઉલ્લેખથી ખાઇ કહેતું: "અરે નથી કેમ ભાઇ? આપણે બધા શા કામના છીએ?" પછી એજ ધીરજલાલને ધીરજ

આપતાં ઉમેરતું: “ધીરૂ ! કંઈ કામકાજ હોય તો જરૂર કહેવરાવજે ભાઈ, અમને બધાને પોતાના જ માનજે.” અને એ ધીરજ આપવાના બદલામાં ચા–પાણી પી બધા અદ્રશ્ય થઈ જતા.

ધીરજલાલ એકલા પડતા, એમને ભૂતકાળ યાદ આવતો ને પોતાની આ અસહાય સ્થિતિ માટે દુઃખ થતું. પોતાનાં અને પ્રભાનાં દૂરનાં સગાંઓથી થોડા દિવસમાં ઘર ભરાઈ જશે એ વાત તેઓ જાણતા હતા, છતાં તેને એક પ્રકારની ઉણપ જણાયા કરતી હતી. એમના કાર્યનો અનુરોધ કરનાર કોઈ ન્હોતું. સ્વકાર્યનો અનુરોધ કોઈને ય ગમતો નથી. પરંતુ માણસને કેટલીક વખત એવી પણ ઈચ્છા થઈ આવે છે. બંનેને બાજુ ખસેડી, આગળ આવી, “આ મારૂં છે તમે શું જાણો ?” એમ કહી પોતાના જ ઉત્સાહને સવાયો કરી બતાવનાર એકાદ આપ્તજનની–વડીલની એમને ઉણપ જણાતી હતી. અને ત્યારે ચંદુના લગ્નનો પ્રસંગ ધીરજલાલની દૃષ્ટિસમક્ષ આવી ઉભો રહેતો. પ્રભા ત્યારે કેટલા હર્ષથી ઘર ગજવી મૂકતી હતી ? કેટલું કામ હતું ? ને છતાં ય કેટલી ત્વરાથી થતું ? આખો દિવસ દોડાદોડી કરતી, ઉજાગરા કરતાંય કંટાળતી નહિ. એક દિવસ ધીરજલાલે તેને કહ્યું: “આમ ઉજાગરા કરીશ તો માંદી નહિ પડે ?”

પ્રભાએ ઉત્તર આપ્યો: “હો માંદી પડતી ! મારા ભાઈનાં લગનમાં હું ઉજાગરા નહિ કરૂં તો કોણ કરશે ?

આજે હું ઉજાગરા કરૂં છું. કાલે મારે ઘેર આવી તેને ઉજાગરા કરવા પડશે !"

ચંદુ આરામખુરસી પર પડયો પડયો આ સાંભળી રહ્યો હતો; તે બેઠો થઈ બોલ્યો : "એ સદ્ભાગ્યની તો હું રાહ જોઇ રહ્યો છું બ્હેન ?" પછી મધ્ય દ્વાર પર લટકાવેલી વિષ્ણુની રંગીન છબી બતાવી તેણે ઉમેર્યું: "આ છબીને હું રોજ એ જ પ્રાર્થના કરી રહ્યો છું કે, જીવનની એ અભિલાષા પૂરી થાય ત્યાં સુધી એ મને જીવતો રાખે."

ચંદુની મશ્કરી કરતાં પોતે કહ્યું: "અહીં પણ વ્યાપારી રીત અજમાવો છો કે શું ? કામ કઢાવવાની આવડત તો સારી છે ! "

ચંદુએ ઉભા થઇ અભિમાનથી ઉત્તર આપ્યો: "ભૂલો છો, ધીરજલાલ ! એ દિવસ આવવા દયો અને પછી જો જો કે એ પ્રસંગ તમારા ઘરનો નહિ, આપણા ઘરનોયે નહિ, પણ મારા જ ઘરનો બની રહેશે. તમને ખબર પણ નહિ હોય કે ક્યાં શું થાય છે ? ઈશ્વર એટલી કૃપા કરે કે, એ વાતની તમને ખાત્રી કરાવી આપું...."

પ્રસંગોની સાથે ધીરજલાલને ચંદુની યાદ આવી, ખરેખર જો આજે ચંદુ હોય તો આ પ્રસંગે એ કેટલો હર્ષોન્મત હોય ? અને પ્રભાના ગીત ગાતા, ધ્રુજતા હોઠોમાંય કેટલી મધુરતા ને આનંદ

હોય ? ઘડી ઘડી મામાને યાદ કરતા પ્રવીણના લાડની આજે સીમા હોત ? રજની, ગંગા, માધુ, રાઘવ એ બધાં આજે આ ઘરમાં ઘુમતાં હોત અને...."

ધીરજલાલની વિચાર માળાના વધુ મણકા ફરે ત્યાર પહેલાં 'પોસ્ટમેન' એક 'કાર્ડ' ફેંકી ગયો. ધીરજલાલે ખુરશી પરથી ઉઠી 'કાર્ડ' લીધું ને વાંચવા લાગ્યા. દાદાનો એ પત્ર હતો. આવતી કાલે સવારની ગાડીમાં પોતાના મિત્રો સહિત એ આવવાના હતા. ધીરજલાલને દાદાના આવવાના સમાચારથી કંઈક નિરાંત થઇ.

પ્રભા કંઇ કામ માટે ત્યાંથી નીકળી, ધીરજલાલના હાથમાં પત્ર જોઇ, ઉભી રહી બોલીઃ "કોનો પત્ર છે?"

"દાદાનો ?"

"શું લખે છે ?"

"તેઓ કાલે સવારે આવે છે."

"એકલા જ ?"

"ના, બીજા મિત્રો પણ છે."

"કોણ કોણ આવવાના છે એમ લખ્યું છે?"

"ના."

પ્રભા એક નિશ્વાસ મૂકી "ઠીક" કહી ત્યાંથી જતી રહી.

બીજે દિવસે સવારની ગાડીમાં દાદા આવી પણ પહોંચ્યા. દાદાની સાથે તેમના બે મિત્રો પણ હતા. સ્વાગત વિવેક કરતા તેઓ સ્ટેશનની બહાર નીકળી એક ભાડાની ઘોડાગાડીમાં બેઠા.

ગાડી ચાલુ થયા પછી ધીરજલાલ બોલ્યાઃ "હવે મને નિરાંત થઇ દાદા, આજ સુધી જાણે એકલો હતો એમ લાગતું હતું. બધી જ ચિંતાઓ જાણે/મારી છાતી ઉપર પત્થર થઇ ને પડી હોય એમ લાગ્યા કરતું, તમને જોતાં જ બધો ભાર હલકો થઈ ગયો. ઘેર જઇ 'ચાવીનો ઝુમખો તમારા હાથમાં મૂકી' એક ઓરડીમાં જઈ બારણાં બંધ કરી, નીરાંતે સુઇ જઇશ. ઘણા દિવસના ઉજાગરા છે."

"કંઇ હરકત નહિ, બધું સંભાળી લઇશ." દાદાએ ધીરજલાલની પીઠ થાબડતાં ઉત્તર આપ્યો.

ધીરજલાલને એકાએક કંઇ યાદ આવ્યું હોય તેમ ઉતાવળે બોલ્યાઃ "એ તો ઠીક દાદા? પણ આ અતિથીઓની ઓળખાણ તો તમે કરાવી નહિ."

દાદાએ પોતાની ભૂલનો સ્વિકાર કરતાં કહ્યુંઃ "અરે હા, એ તો હું ભુલી જ જાઉં છું. અજાણ્યા પણ તારા અતિથિ છે. એમને તારે ઓળખવા જ જોઇએ. જો આ મારા મિત્ર શ્રી રજનીકાન્ત શાસ્ત્રી. એમનો ધંધો પાકશાસ્ત્રનો છે, પરંતુ થોડા વખતથી તેઓ પાક-શાસ્ત્રીમાંથી પાકાશાસ્ત્રી બની ગયા છે. એટલે કે પંચકેશ વધારી ફળાહાર કરે છે." દાદાએ રમુજી ભાષામાં હસતાં હસતાં એક આધેડ વયના ગૃહસ્થનું ઓળખાણ કરાવતાં કહ્યું.

રજનીકાન્ત શાસ્ત્રીની વય લગભગ આડત્રીસેક

વરસની હશે. ઉંચા કાઠાંવાળા; સુદૃઢ બાંધાના એમના શરીર પર મોટી મુછો અને ઠીક ઠીક લાંબી દાઢી દીપી ઉઠતાં હતાં.

કાળાં ચશ્મા, શુદ્ધ ખાદીની લાંબી કફની, ટુંકું ધોતીયું અને ગાંધી ટોપીથી તેઓ પ્રભાવશાળી દેશનેતા જેવા લાગતા હતા. તેઓ ધીરજલાલના ચહેરાનો બારીક અભ્યાસ કરી રહ્યા હોય તેમ ટીકી ટીકીને જોઇ રહ્યા હતા. દાદાએ તેમને પણ ધીરજલાલની ઓળખાણ આપતાં કહ્યું: "આ મારા મિત્ર ધીરૂભાઇ, જેમના આપણે આજે અતિથી બન્યા છીએ, અને જેમની વધુ ઓળખાણ મેં માર્ગમાં આપી દીધી છે." ધીરજલાલે અને રજનીકાન્તે હસીને હસ્તધુનન કરી એક બીજાને મળવા માટે આનંદ પ્રદર્શીત કર્યો.

ત્યાર પછી દાદા બીજા ગૃહસ્થને ઓળખાવતાં હસીને બોલ્યા: "આ મારા મીત્ર મી. શિવજીભાઇ પટેલ, બીલ્ડીંગ કોન્ટ્રાકટર છે. પરોપકાર એ જ જાણે એમનો ધંધો હોય એટલા એ ભલા છે, એમની દોસ્તી કરનારને કંઇ દેવાનું હોતું જ નથી. લેવાનું જ હોય છે. એટલેજ એમને સાથે લાવ્યો છું." કહી દાદા હસી પડ્યા.

ધીરજલાલે હસતાં હસતાં તેમની સાથે પણ હાથ મીલાવ્યો.

ગાડી ઘર આગળ આવી ઉભી રહી. બધા નીચે ઉતરી અંદર આવ્યા. દાદાએ રજનીકાન્તના કાનમાં કંઇ

ધીરેથી કહ્યું અને રજનીકાન્તે દાદાની વાતનો સ્વિકાર કર્યો હોય તેમ માથું નમાવી સંમતિ દર્શાવી.

મહેમાનો ઘરમાં આવી ગાદી પર બીરાજ્યા. ધીરજલાલ દાદાને થયેલાં અને થવાના કાર્યો વિષે વાત કરી રહ્યા હતા. શિવજીભાઇ નાકમાંથી સુર કાઢી ધીમે ધીમે 'મેરે ભૈયા કો નાચ નચાઉંગી'નું ગીત ગાઇ રહ્યા હતા. રજનીકાન્ત બારીકાઇથી કંઈ નીરીક્ષણ કરતા હોય તેમ ચારે તરફ જોઇ રહ્યા હતા.

થોડીવારમાં પ્રભા મહેમાનો માટે ચા લઇ આવી. પરંતુ અજાણ્યા અતિથિઓ સામે ઉભી રહેતાં તે અચકાઇ ને બારણા પાસે ઉભી રહી, અને પ્રવીણને બોલાવી તેને એક એક કપ અંદર લઇ જવા સુચના કરી.

પ્રવીણ એક કપ લઇ અંદર ગયો, દાદા પ્રભાને જોઇ શકતા હતા, તેથી પ્રવીણને ચા લઇ આવતો જોઇ બોલ્યા: "પ્રભા બ્હેન! એ છોકરાને શા માટે હેરાન કરો છો? તમેજ આવોને, અતિથિઓને આવકાર પણ નહિ આપો?"

પ્રભા નીચું જોઇ હસતી હસતી ઉભી રહી.

પુનઃ દાદા બોલ્યા: "અહીં લાજ કાઢવા જેવું કોઈ નથી. આ રજનીકાન્ત પણ તમારા ભાઇ જ થાય. કારણ કે જેમ તમારા પિતાશ્રી અહીં પોસ્ટ માસ્તર તરીકે રહી ગયા ને હું તમારો ભાઇ ઠર્યો. એમ જ એમના પિતાશ્રી અહીં શિક્ષક તરીકે થોડો વખત રહી

ગયા છે એટલે એ પણ તમારા ભાઈ જ થાય. અને બાકી રહયા શિવજીભાઇ એજ તો મામેરૂં લઇને આવ્યા છે. એ ન આવ્યા હોત તો શાસ્ત્રી ન આવત, અને શાસ્ત્રી ન આવ્યા હોત તો હું ન આવત, એટલે અમારા આવવાનો જશ શિવજીભાઈને જ છે. એનાથી તમે શરમાશો તે, કેમ ચાલશે?"

તો પણ પ્રભા અંદર આવી નહિ. તેથી ધીરજલાલે દાદાની વાતનું સમર્થન કરી તેને અંદર આવવા આગ્રહ કર્યો. પ્રભાએ સંકોચપુર્વક અંદર આવી ચાના બે કપ દાદા આગળ મુકયા, ને પછી દાદા તરફ જોઇ બોલી: "શારદા બ્હેનને ન તેડી આવ્યા દાદા ?"

"શારદા બ્હેન આવીને શું કરી આપવાની હતી ? આ અમે તમારા ભાઇઓ આવ્યા છીએ એ ઓછું છે?" દાદાએ ત્રણે અતિથિઓ બતાવતાં હસીને કહ્યું.

પ્રભા હાથ જોડીને બોલી: "ઘણું છે દાદા, તમે ન આવો તો કોણ આવે? તમે સૌ મારે મન તો ભાઈઓ જ છો!" ભરાયેલા કંઠે બોલતાં બોલતાં પ્રભાએ ત્રણે અતિથીઓ સામે જોયું.

પોતાની સામે જોતાંજ રજનીકાન્તે બે હાથ જોડી પ્રણામ કર્યા. એમનું જોઇને શિવજીભાઇએ પણ એવીજ જાતનો વિવેક કર્યો. પ્રભા ઉતાવળથી બહાર જતી રહી.

દાદા આવ્યાના ખબર સાંભળી, ગામમાંથી એક પછી એક દાદાના સ્નેહીઓ મળવા આવવા લાગ્યા. અને

એક સ્નેહી તો અત્યંત આગ્રહ કરીને આ ત્રણે અતિથિ-ઓને પોતાને ત્યાં જ ઉપાડી ગયા.

ધીરજલાલે એ વાતનો વિરોધ તો કર્યો. પરંતુ ખુદ દાદાએજ કહ્યું કે "એ ઠીક થશે. કામકાજમાં અમે ઉભા છીએ; પરંતુ સુવા-બેસવા માટે તો એવી અલગ જગ્યા જ વધુ અનુકુળ થઇ પડશે."

બીજે દિવસે સવારમાં મહેમાનો સ્નાનાદિકથી પરવારી ધીરજલાલને ત્યાં ચાહ લેવા પધાર્યા. ઓરડામાં બેસી દાદા સૌને હસાવી રહ્યા હતા, એટલામાં પ્રભા ચાની "ટ્રે" લઇ અંદર આવી, બારણામાં આવતાં જ તેને ઠેસ લાગી, "ખમ્મા ભાઇને" કહી તેણે "ટ્રે" નીચે મૂકી અને પગનો અંગુઠો પકડી બેસી ગઇ.

એ જોઇ ધીરજલાલ હસીને દાદા તરફ જોઇ બોલ્યા: "સાંભળ્યું દાદા ?"

"શું ?"

"તેણે હમણાં શું કહ્યું તે ?" પ્રભા તરફ અંગુલી નિર્દેષ કરી હસતાં હસતાં ધીરજલાલ બોલ્યા: "કહે છે "ખમ્મા ભાઇને," એનું પાલન-પોષણ હું કરૂં, એનો સૌભાગ્યસ્થંભ પણ હું, ઠેસ લાગી પોતાને અને ખમ્મા એના ભાઇને? મારી કંઇ કિંમત જ નહિ ?"

"તમને પણ તમારી બ્હેનો ખમ્મા કહેતી હશે" દાદાને બદલે પ્રભાએ જ ઉત્તર આપ્યો.

"મારે તો જાણે બ્હેન જ નથી, પણ તું ક્યા

ભાઈને ખમ્મા કહી રહી છે?'

"કેમ કયા ભાઈને? મારા ભાઈને! ચંદુને!" પ્રભા કંઈક રોષથી બોલી પતિ સામે જોઈ રહી.

ધીરજલાલ એ સાંભળી ચુપ થઈ ગયા.

થોડીવાર રહી પ્રભા બોલી: "તમે અત્યારે ભૂલથી પણ કેવો સખત ઘા માર્યો છે એ જાણો છો? કોઈના દુર્ભાગ્યને મેં'ણું મારવાનું સાધન બનાવવું એના જેવી નિર્દયતા બીજી કોઈ નથી. પણ મારે ભાઈ છે. મેં તેને જ ભાઈ માન્યો છે. ભલે એ મારે ત્યાં ન આવે, એ મને ક્યારે ય ન મળે, મને કશું ય ન આપે, પરંતુ મેં હંમેશાં એમ માન્યું છે, માનું છું અને માનીશ કે મેં ભાઈ ખોયો નથી," અને એટલું ગદગદ કંઠે બોલી આંખમાં આવેલાં આંસુ ખાળતી એ બહાર જતી રહી.

બધા જ થોડીવાર વાતાવરણની અસરમાં સ્તબ્ધ બની બારણા સામે જોઈ રહ્યા, થોડી વાર પછી ચા પીવા લાગ્યા, માત્ર રજનીકાન્ત પાછળની બારી પાસે જઈ પીઠ ફેરવી, ખીસ્સામાંથી રૂમાલ કાઢી, ચશ્મા સાફ કરી રહ્યા હતા એ જોઈ દાદાએ કહ્યું: "શાસ્ત્રીજી! ચા કેમ નથી પીતા?"

રજનીકાન્ત ચુપચાપ આવી ચા પીવા લાગ્યા. ચા પીતાં પીતાં તેમણે ધીમેથી કંઈ દાદાના કાનમાં કહ્યું. દાદા બોલ્યા: "હા, હા, ખુશીથી, જરૂર જઈ આવો.

હું તો હવે અહીં જ રહીશ. તમારૂં કંઈ કામ નથી. વખત મળે તો ઘડીભર બેસવા આવી જવું."

રજનીકાન્ત અને શિવજીભાઈ ઉભા થયા, એ જોઈ ધીરજલાલે કહ્યું: "કેમ?"

દાદા બોલ્યા: "ધીરૂ! એમને જવા દે, શાસ્ત્રીજીની ભક્તિમાં ભંગાણ પાડવાથી શો લાભ થવાનો છે? અને તેઓ અહીં કરી પણ શું આપવાના હતા? હું છું એટલે બસ."

"ઠીક છે.!" ધીરજલાલે સંમતિ આપી. બંને મહેમાનો જતા રહ્યા.

દાદાના આવ્યા પછી ધીરજલાલની અનેક ચિંતાઓ ઓછી થઈ ગઈ હતી. તેમણે બધુંજ કામ ઉપાડી લીધું હતું. અને જે જે ગૃહસ્થો મળવા પધારતા તેમાંથી યોગ્ય તે માણસને પણ દાદા કંઈને કંઈ કામ સોંપી દેતા, કોઈ તેનો અસ્વિકાર કરી શકતું નહિ ને આમ ધીરજલાલને ત્યાંના આ શુભ પ્રસંગનું કાર્ય વિધિપૂર્વક ને નિર્વિઘ્ને આગળ ચાલતું હતું.

મહેમાનો પણ ધીમે ધીમે આવવા લાગ્યા. લગ્નગીતો ને ખિલખિલાટથી ઘર ગુંજી ઉઠ્યું. પ્રભા અને ધીરજલાલના આનંદની અવધી ન્હોતી. પ્રભા બટુકની માતા હતી. પોતાના સંતાનના આવા શુભ સંસ્કાર સમયે માતાના અંતરમાં શી શી ઉર્મિઓ ઉછળતી હશે તે તો માતાઓ જ જાણે. પરંતુ આનંદમાં અર્ધઘેલી બનેલી પ્રભાના મુખપર હજી કોઈ કોઈ વખતે

ઓછપની આછી રેખાઓ દેખાઇ આવતી હતી તે કોઇથી અજાણી ન્હોતી.

સ્ત્રીઓ મીઠા સ્વરે ને હલકથી બટુકને ગીતો ગાતી. મામાનું નામ આવતું ને પ્રભાની આંખ સામે બે ચંદુ આવીને ઉભા રહેતા. એક તો હંમેશને માટે વિદાય લઇ ગયો હતો. જેની યાદથી પ્રભાનું હૃદય આટલા ઉલાસમાં પણ અપ્રગટ ને અવિરત રડી રહ્યું હતું. અને બીજો ચંદુ? બીજો ચંદુ આ જ પ્રસંગને માટે અનેક અબળખાઓ લઇને અધીરો થઈ રહેલો તેની સામે આવી ઉભો રહેતો, આજ સુધી પ્રભા તેના આગમનની ઉંડી ઉંડી આશા સેવી રહી હતી. આજે મંડપરોપણ હતું. કાલે સવારે ગૃહશાન્તિ અને સાંજે મામેરૂં! આજ સુધી દિવસો ગણતી પ્રભા હવે ઘડીઓ ગણવા લાગી.

ઘડીઓ ગણવા છતાં પણ સમય તો એકધારો જ સરી રહ્યો હતો. યથાસમયે માંડપારોપણ થયું. પ્રવીણે કપાળમાં કુંકુમાક્ષતના તિલકસહ પિતાને પ્રણામ કર્યા. મંડપમાં બિરાજેલા અન્ય વડિલોને પ્રણામ કર્યા ને પછી ત્યાં જ ઉભેલી માતાના ચર્ણસ્પર્શ કરી બોલ્યોઃ "બા! આજે તો મામાને આવ્યા વગર ચાલેજ નહિને? ગમે તેટલું કામ હોય તો પણ આવવુંજ જોઇએ ખરૂં?" મામાના અતુલ પ્રેમની વાતો સાંભળી ચુકેલો પ્રવીણ, હવે અધીરો થઈ રહયો હતો.

"જરૂર આવશે." કહી પ્રભા ઉતાવળે અંદર જતી રહી.

દાદાએ બટુકને પાસે બોલાવી પ્રેમથી કહ્યું: "પ્રવીણ! હું, રજનીકાન્ત, શિવજીમામા બધા તારા મામાજ છીએને? હવે વળી કયા મામાની રાહ જૂએ છે?"

"મારા ચંદુમામાની!" કહી પ્રવીણ માતાની પાછળ દોડી ગયો.

બીજે દિવસે ગૃહશાન્તિ પછી સાંજના મામેરૂં ભરવાનું નક્કી કરવામાં આવ્યું હતું. જ્યા દાદા અને રજનીકાન્ત વગેરેનો ઉતારો હતો ત્યાંથી જ છાબ ભરવાની હતી. પ્રભા ઘડીઘડી આંસુ લુછતી મામેરૂં ભરવાની ઉતાવળ કરી રહી હતી, બૈરાંઓએ ગીત ઉપાડ્યું

"વીરા ચાંદલીઓ ઉગ્યોને હરણ્યું આથમી.
વીરા! ઘડીએ લગને જોઉં તમારી વાટ રે....
મામેરા વેળા વહી જશે."

પ્રભાના કાનમાં દસ વરસ પહેલાં અમદાવાદમા બોલાયલા ચંદુના શબ્દો ગુંજવા લાગ્યા: "બ્હેન! તે દિવસે જો હું આ જગતમાં નહિ હોઉં તો આકાશમાંથી પણ પાછો ઉતરીશ, પરંતુ તને મ્હેણું નહિ સાંભળવા દઉં—!"

પ્રભાને લાગ્યું કે ગાનારીઓ જાણે પોતાની મશ્કરી કરે છે, વિચારમાં ને વિચારમાં દાદાનો ઉતારો આવી

પહોંચ્યો. મામેરાની છાબ પણ ભરાઈ ગઈ. સહુએ મંડપપ્રતિ પ્રયાણ કર્યું. ગાનારીઓએ બીજું ગીત ઉપાડયું.

"પાળે આંબલીઓ રોપાવો રે જેઠાણી.
જોઉં હું માડીના જાયાની વાટડી......."

પ્રભાને ફરી મૃત બંધુની યાદ આવી, ફરી એ વિચારે ચડી. ગાનારીઓનાં ગીત ચાલુ હતાં, પ્રભાના વિચારો ચાલુ હતા. સાજન મંડપ નીચે આવી ઉભું રહયું.

ગોર મહારાજે પ્રભાને મામેરૂં વધાવવા માટે બોલાવી, પ્રભા માથે ચુંદડી ઓઢી ને આવી ઊભી રહી. દાદા બોલ્યાઃ "બ્હેન! જરા ઉભાં રહેજો, ખરૂં મામેરૂં તો મારા ખિસ્સામાં પડયું છે!"

દાદાના શબ્દો સાંભળતાં જ સૌ કોઈ આશ્ચર્યથી તેમના સામે જોઈ રહ્યાં. બૈરાંઓનું ગીત પણ બંધ થઈ ગયું.

દાદાએ ખિસ્સામાંથી એક જરી ભરેલ રૂમાલ કાઢયો, અને ધીરજલાલને પાસે બોલાવી બોલ્યાઃ "ચંદુ-લાલે અમદાવાદથી અમારી સાથે મામેરૂં મોકલ્યું છે. મુકુ છાબમાં? સ્વિકારશો?"

પ્રભા દાદાની સામે જોઈ રહી. ધીરજલાલે ઉ-તર આપ્યોઃ "તમે લાવ્યા ને હું.......?"

"તો જૂઓ, દાદા સૌ સાંભળે તેમ મોટેથી બોલ્યા, "ચંદુલાલ. પ્રભાબ્હેનને મહલાપુરનો બંગલો

અને સવાપાંચ હજાર રૂપિયા આપે છે. આ ચેક, અને આ દસ્તાવેજ."

જાણનારાં ને અજાણ્યાં સૌ આ ગામના ઇતિહાસમાં અદ્‌ભુત એવું મામેરૂં સાંભળીને ચકિત થઇ ગયાં, ખૂદ ધીરજલાલને પણ આશ્ચર્ય થયું. તેઓ ધીરેથી દાદાને ઉદ્દેશી બોલ્યાઃ "ત્યારે પોતે કેમ ન આવ્યા ?"

દાદા થોડી વાર ચુપ રહ્યા. ચારે બાજુ તેઓએ અર્થભરી નજર ફેરવી, પછી ધીરજલાલ સામે જોઇ બોલ્યા:

"એ આવ્યા હોત તો તમે...........!"

"હું શું ના કહી શકત ? એમનો હક્ક હતો." થોડી વાર રહી ફરી તેમણે જ કહેવા માંડ્યું: "જુની વાતો જવા દયો દાદા, જીભ ન કહે પણ અંતર ઇચ્છે એવી માણસના મનમાં ઘણી વાતો હોય છે. મારા મનની પણ આ એક એવી જ વાત હતી. એક ભુલના બચાવ માટે અનેક ભુલો કરવી પડે છે. એ તમે નથી જાણતા ?"

"ખરેખર તું ભૂલ કબુલ કરતો હોય તો ચંદુલાલ હજી પણ આવી શકે છે." દાદાએ કહ્યું:

"બહુ બોલવાની મને ટેવ નથી, દાદા ! પણ એ આવે તો સૌથી વધુ આનંદ મને થશે." ધીરજલાલે ધીમેથી ઉત્તર આપ્યો.

"તો હમણાંજ એની વ્યવસ્થા કરીએ" કહી દાદાએ

રજનીકાન્તને પોતાની પાસે બોલાવ્યા, રજનીકાન્ત ધીમે પગલે દાદા પાસે આવી ઉભા રહ્યા.

ધીરજલાલે પૂછ્યું: "શી રીતે એમને બોલાવશો?"

"જો આ રીતે." કહી દાદાએ રજનીકાન્તની દાઢી ખેંચી કાઢી. સૌ આશ્ચર્યથી સડક થઇ ગયાં. ધક્કાધક્કી કરી સૌ કોઇ આ ચમત્કાર જોવા આગળ આવવા લાગ્યું. ચંદુ પાષાણમૂર્તિ જેવો નીચાં નયન ઢાળીને ઉભો હતો. દાદાએ ધીરજલાલને પૂછ્યું: "ઓળખ્યા? કોણ છે આ!"

**"પ્રભાનો ભાઇ"** કહી ધીરજલાલ ચંદુને ભેટી પડ્યા.

ધીરજલાલના બાહુપાશમાંથી છૂટી, ચંદુ બ્હેનનાં ચર્ણોમાં નમી પડ્યો. પ્રભા ભાઇને દુખણાં લઈ ઉભો કરતાં બોલી: "ખમ્મા વીર, તું આવ્યો તો મારે........" એ વધુ બોલી શકી નહી.

ચંદુ ઉભો થઇ, હાથ જોડી બેન સામે જોઇ રહ્યો. મંડપમાં એકઠો થયેલો માનવસમુહ ભાઇ–બ્હેનના હસતા હોઠો પર પડતાં હર્ષાશ્રુઓને અનેરા ભાવે જોઈ રહ્યો હતો.

સંપૂર્ણ.